શ્રી અરવિન્દ ઘોષ રચિત

# કારાવાસની કહાણી,

વ્યાખ્યાનો, પત્રો અને લેખો



અનુવાદક:
ન. જ. ત્રિવેદી.

રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય,
અમદાવાદ.
સંવત ૧૯૭૮.

શ્રી અરવિન્દ ઘોષ રચિત

# કારાવાસની કહાણી,

## વ્યાખ્યાનો, પત્રો અને લેખો.



અનુવાદક:

નવલરામ જ. ત્રિવેદી.


રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય,

અમદાવાદ.





પ્રત ૨૧૦૦. ( તૃતીયાવૃત્તિ. ) સંવત ૧૯૭૯.

મૂલ્ય ૧૨ આના.

# વાચકોને



શ્રી. અરવિંદ ઘોષનું નામ સુપરિચિત છે. તેમના મુખ્ય મુખ્ય રાજદ્વારી લેખો, ભાષણો, પત્રો વગેરેનું તારણ કરીને આ પુસ્તક પ્રગટ કર્યું છે. તેમની રચનાઓમાં મૂળથી રાજપ્રકરણની સાથે ધર્મ ગુંથાએલો રહ્યો છે, એટલે કેટલોક ભાગ કેવળ ધાર્મિક લાગે એવો છે; પણ તે રાજકીય સંયોગોમાંથી થોડે ઘણે અંશે સ્ફુરેલો છે તેથી તેનો આ સંગ્રહમાં સમાવેશ કર્યો છે.

આમાંના લેખોના અનુવાદની મૂળ જવાબદારી તો ભાઈ નવલરામે લીધી હતી. તે તેમણે કેવી રીતે અદા કરી છે તે વાચકો વિચારી લેશે. અનુવાદ કરવામાં અને પુસ્તક પ્રગટ કરવામાં ભાઇ નંદલાલ શાહે અમૂલ્ય મદદ કરી છે. તે બન્ને ભાઇઓનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

ભાઈ કનૈયાલાલ મુન્શીએ પ્રસ્તાવના લખીને આ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે તે માટે તેમનો પણ ઋણી છું.

ભાઇ રમણીયરામ ત્રિપાઠીએ અરવિંદ ઘોષની તૈયાર કરાવેલી છબીની નકલો વખતસર મોકલી છે તે માટે તેમનો પણ ઉપકાર માનવો ઘટે છે.

આ પુસ્તકના સુધારાવધારા વિષે વાચકો સૂચના કરશે તો બીજી આવૃત્તિ પ્રકટ કરતી વખતે તેનો લાભ લઈ શકાશે.

અમદાવાદ,
ફાગણ વદ ૧૧ ને ગુરૂવાર. } ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# પ્રસ્તાવના

મારા જાણવા પ્રમાણે અરવિંદ ઘોષનાં લખાણોમાંના કેટલાંકને ગુજરાતીમાં પુસ્તક રૂપે પ્રગટ કરવાનો આ પહેલો પ્રયત્ન છે.

આ જમાનામાં બનાવો એટલા ઝડપથી બને છે કે અરવિંદનું નામ ભૂતકાળનું થઈ ગયું છે. થોડાંક વર્ષો પૂર્વે, એ અમારા વડોદરા કૉલેજમાં પ્રોફેસર હતા; બારિસાલ કૉન્ફરન્સ પછી વડોદરા રાજ્યની નોકરી છોડતાં એમણે આપેલા છેલ્લા ભાષણના પડઘા હજુ મારા કાનમાં પડી રહ્યા છે; સુરતમાં તેમના મેળાપનાં મને તાજાં સ્મરણો છે; 'વન્દેમાતરમ્' નાં ઉત્સાહપ્રેરક લખાણોની દર અઠવાડીએ જોવાતી વાટ તે હજીયે યાદ છે.

અને છતાં એ સમયનાં અરવિંદ આજુ લગભગ ઇતિહાસ-કાળમાં ભળી જવા લાગ્યા છે. યુરોપીય ઘોર વિગ્રહ, હિન્દની સચેત થયેલી આશાઓ ને તેનો વિનાશ, મોન્ટેગ્યુનો અસાધારણ પ્રયત્ન ને તેને પરિણામે હિન્દને મળેલું નવું રાજ્યતંત્ર, રોલેટ એકટનો કેર ને તેનો પંજાબમાં થયેલો પ્રતિશબ્દ, અને ગાંધીજીના અસહકાર મંત્રનો દિગ્વિજય—આ વસ્તુઓની વિશાળ છાયાઓએ અરવિન્દના

સમય વચ્ચે પડદો કર્યો છે, ને તેની રેખાઓને ઝાંખી કરી ભૂતકાળમાં ભેળવી દીધી છે. અને પોંડીચેરીનો યોગેન્દ્ર આત્મસિદ્ધિની શોધમાં મથી રહ્યો છે.

પણ અરવિંદનો સંદેશો જેવો પંદર વર્ષ પહેલાં હતો તેવોજ આજે ઉપયોગી છે. રાષ્ટ્રધર્મના મહામંત્રનો તે દ્રષ્ટા હતો. હિન્દના ઇતિહાસમાં પહેલી વખતે ધર્મથી, સંપ્રદાયથી, પ્રાન્તિક પ્રેમથી નિરાળો રાષ્ટ્રધર્મ એણે શીખવ્યો; અને શુદ્ધ ને સબળ રાષ્ટ્રીય અસ્મિતા અનુભવવાના લ્હાવા લેતાં હિન્દીવાનોને શીખવ્યું. ધગધગતા લાવા સમા એના લેખોએ ચારે દિશામાં પ્રાન્તિકતા, જાતિવિરોધ, ધર્મવિરોધના સંસ્કારોને બાળી મૂક્યા.

બંગાલના ભાગલા વખતની ચળવળમાં ભાગ લેનાર બધા આગેવાનો—સુરેન્દ્રનાથ, પાલ, અશ્વનિકુમારઘોષ—માં અરવિન્દનું સ્થાન નિરાળું હતું. તેનો ઉદ્દેશ નિઃસ્વાર્થ હતો; તેની નજર રાષ્ટ્રકર્તાની હતી; તેનો પ્રયાસ ભગીરથ હતો. તે સામાન્ય આગેવાન નહોતા—પણ આર્ય સંસ્કૃતિના સનાતન સત્યને સતેજ રાખનાર અગ્નિહોત્રી હતા.

આર્યસંસ્કૃતિના જીવનમાં ઘણી વખત એવા પ્રસંગ આવ્યા છે કે જ્યારે પરસંસ્કારે તેના પ્રાણ કાઢવાની તૈયારી કરી હોય; પણ તેવે વખતે હંમેશાં આર્યસંસ્કૃતિએ એક મહાપ્રયત્ને પ્રતાપી વ્યક્તિઓ પ્રગટાવી છે, અને પરસંસ્કારના મોહને પ્રાબલ્યનષ્ટ કરી, તેમનો પોતાના અંગ તરીકે પોતાનામાં સમાવેશ કર્યો છે. યુરોપીય સંસ્કારના પ્રાબલ્યને વશ કરવા, આર્યસંસ્કારનું સામ્રાજ્ય સ્થાપવા આપણા દેશમાં જે મહાત્માઓ તૈયાર થયા છે તેમાં દયાનંદ, વિવેકાનંદ, અરવિન્દ, અને ગાંધીજી—એ ચાર એ આર્યસંસ્કૃતિની પ્રામતિક પુનઃસિદ્ધિ કરવામાં સાધનભૂત થયા છે. આ ચારમાં અરવિંદનું સ્થાન વિચારવું

જોઇએ. દયાનંદનો મંત્ર આપણા ઐતિહાસિક સાતત્ય ( historic continuity)નું આપણને ભાન કરાવવું એ હતો. વિવેકાનન્દે આપણા સંસ્કારની સમૃદ્ધિમાં ગર્વ પેદા કરવાનો પ્રયત્ન આદર્યો હતો. પણ અરવિન્દ આપણને એક ડગલું આગળ લઇ ગયા.

રાષ્ટ્રને ઇશ્વર તરીકે પૂજવો, તેના ભૂત, વર્તમાન ને ભાવીમાં ગૌરવ ધારવું, તેની ખૂબીઓને બહાર લાવવી, ને તેનાં દૂષણોને વિસારવાં એ શીખ એ સદાય દેતા. આપણી સંસ્કૃતિ સબળ ને સચોટ સ્વરૂપ પકડે, હિન્દીઓને પ્રતાપી ને દુર્જય કરે અને દેશની અંદર ને બહાર પોતાની સત્તા બેસાડે એવો એનો સંદેશ હતો. દરેક રીતે, દરેક પ્રકારે રાષ્ટ્રીય અસ્મિતા ખીલે, દરેક ક્ષેત્રમાં આપણા રાષ્ટ્રીય ગૌરવ ને મહત્તાનું આપણને ભાન થાય એ એમનું અંતિમ લક્ષ્ય હતું.

આ લક્ષ્ય સધાય તે પહેલાં પરસત્તા કરતાં પરસંસ્કારનો બહિષ્કાર થવો જોઇએ એમ તે માનતા હતા. જ્યાં સુધી પરદેશી માલનો ને પરસંસ્કારનો બહિષ્કાર થાય નહિ, ત્યાં સુધી રાષ્ટ્રીય સ્વમાન કે અસ્મિતા પ્રગટે નહિ એમ તેમનો સિદ્ધાન્ત હતો. અને તેથી "Boycott" "બહિષ્કાર" ને તે અનુપમ હથિયાર ગણતા.

વર્ષો થયાં આત્મનિર્ણિત એકલતા અરવિંદ ભોગવે છે; અને આપણા આધ્યાત્મિક ગૌરવના સાક્ષીભૂત સંદેશા અવારનવાર પોંડીચેરીથી પ્રગટ થાય છે. પંદર વર્ષપર અરવિંદ હતા, તે હાલ છે નહિ; પહેલાં તેમના સિદ્ધાન્તો હતા તે અચળ રહ્યા છે કે કેમ એ શંકાભરી વાત છે. એ પાછા આવે તો શો મંત્ર ઉચ્ચારશે એ પણ કળી શકાય એમ નથી. છતાં ઘણીવાર આખા દેશની નજર પોંડીચેરી તરફ ફરે છે, ને કાંઇક અદ્દભૂત નવીન આશા રાખે છે. પોલ રિશાર્ડ એને 'એશિયાનો ભાવિ નેતા' લેખે છે; ઘણા એને

હિન્દના ભાવીના અવતાર લેખે છે; પણ અમેયને શબ્દથી માપવાના પ્રયત્ન વ્યર્થ છે.

અરવિંદના જુના રાજકીય વિચારો હાલની પરિસ્થિતિને લાગુ પડે કે કેમ, અને વ્યવહારૂ નીતિમાં ઉતારાય કે કેમ એ જુદી વાત; પણ આવા એક મહાત્માના લેખનું ગુજરાતી પ્રગટ થાય, અને તેની ભાવનાઓ ગુજરાતી પ્રજા સમક્ષ રજુ થાય એ આપણી રાષ્ટ્રીય પ્રગતિનું રહસ્ય સમજવા માટે તેમજ ગુજરાતી સાહિત્યના સર્વદેશીય વિકાસ માટે જરૂરનું છે.

આ સંગ્રહમાં થોડાક જ લેખો આપ્યા છે. મને આશા છે કે બાઇ ઇન્દુલાલ બીજા લેખોનો સંગ્રહ બહાર પાડી અરવિંદાવલિ પુરી કરશે.

મુંબાઇ.
તા. ૨૧–૩–૨૨.

કનૈયાલાલ મા. મુનશી.



# અનુક્રમણિકા







* આ વ્યાખ્યાનો સુધારાવધારા કરી સંપૂર્ણ બનાવ્યાં છે.

× આ વ્યાખ્યાનો ત્રીજી આવૃત્તિમાં નવાં ઉમેર્યાં છે.

# કારાવાસની કહાણી

હું તા. ૧ લી મે સને ૧૯૦૮ ને શુક્રવારના રોજ 'વન્દેમાતરમ્' પત્રના કાર્યાલયમાં બેઠો હતો, ત્યાં શ્રીયુત્ શ્યામસુંદર ચક્રવર્તીએ મુજફ્ફરપુરનો એક તાર મારા હાથમાં મૂક્યો. તાર વાંચતાં મને માલમ પડ્યું કે મુઝફ્ફરપુરમાં બોંબ ફેંકવામાં આવ્યો છે, અને તેથી બે મડમોનાં ખુન થયાં છે. તે દિવસના 'એમ્પાયર' નામના અંગ્રેજી પત્રમાં એમ પણ વાંચવામાં આવ્યું, કે પોલીસ કમિશ્નર કહે છે, કે "આ કરપીણુ કામમાં સામેલ પ્રત્યેક જણને અમે સારી પેઠે ઓળખીએ છીએ, ને તે બધાને તાકીદથી હાથ કરવામાં આવશે." તે સમયે હું જાણતો નહતો, કે પોલીસના મત પ્રમાણે હું જ મુખ્ય ગુન્હેગાર છું, અને રાજ્યક્રાન્તિવાદી નવયુવાનોનો સલાહકાર અને ગુપ્ત નેતા મને જ માનવામાં આવે છે. હું જાણતો નહતો, કે આજનો દિવસ મારા જીવનના એક ભાગનો અંતિમ અધ્યાય છે, મારી સન્મુખ એક વર્ષનો જેલનિવાસ છે, આ સમયે જ મનુષ્યજીવન સાથે જે કાંઇ બંધન છે, તે સર્વ છિન્નભિન્ન થશે, એક વર્ષ સુધી માણુસના સહવાસની બહાર પશુની માફક પિંજરામાં પૂરાઈ રહેવું પડશે, અને પછીથી જ્યારે કર્મક્ષેત્રમાં પાછો આવીશ, ત્યારે જૂનો પરિચિત અરવિન્દ નહિ રહું; પણુ એક નવો જ માણુસ, નવું ચરિત્ર, નવી બુદ્ધિ,

નવો પ્રાણ ને નવું મન લઇને અને એક નવા કામની જવાબદારી લઇને અલીપુર "આશ્રમ"માંથી બહાર નીકળીશ.

મેં ઉપર 'એક વર્ષનો જેલનિવાસ' શબ્દો વાપર્યા છે, પણ તેને "એક વર્ષનો વનવાસ" અથવા એક વર્ષનો "આશ્રમવાસ" કહેવો જોઇએ. બહુ દિવસથી હું હૃદયવાસી નારાયણના સાક્ષાત્ દર્શન કરવાનો પ્રબલ પ્રયત્ન કરી રહ્યો હતો. મારા હૃદયમાં તીવ્ર ભાવના થયા કરતી હતી, કે જગદાધાર પુરુષોત્તમને બંધુભાવથી અથવા પ્રભુભાવથી પ્રાપ્ત કરૂં. પણ સંસારની હજારો વાસનાઓનું બંધન, અનેક કામની જંજાળ અને અજ્ઞાનરૂપી અંધકારને લીધે સફળતા મળી શકતી ન હતી. અંતે પરમદયાળુ મંગળમૂર્તિ શ્રીહરિએ તે સર્વ શત્રુઓનો એકી સામટો જ અંત લાવી, મારો માર્ગ ખુલ્લો કરી દીધો. પ્રભુએ મને યોગાશ્રમ બતાવ્યું, અને પોતે ગુરુરૂપે, સખારૂપે તે કંગાળ કોટડીમાં આવી પ્રત્યક્ષ થયા. તે યોગાશ્રમ એટલે અંગ્રેજોની જેલ! હું મારા જીવનમાં સદા એક આશ્ચર્ય જોતો આવ્યો છું, કે મારા પરમ શુભેચ્છક મિત્રો મારાપર ગમે તેટલો ઉપકાર કાં ન કરે, તોપણ તેમની સાથે સરખાવતાં મારૂં અહિત ઇચ્છિનારાઓ–શત્રુ કોને કહું? મારે શત્રુ છે જ નહિ–તરફથી મારા પર અધિક ઉપકાર થતો રહ્યો છે. મારૂં અનિષ્ટ ઇચ્છિનારાઓને હાથે મારૂં ઇષ્ટ જ થતું રહ્યું છે! બ્રિટિશ સરકારની કોપદષ્ટિનું ફળ એ આવ્યું, કે મને ભગવાન મળ્યા! આ લેખ પ્રકટ કરવામાં મારો ઉદ્દેશ જેલનિવાસ દરમિયાનના મારા આંતરિક જીવનનું બ્યાન આપવાનો નથી. આ સમયે તો એક બે ઉપર ઉપરની જ બાબતો કહેવાની ઇચ્છા છે. જેલનિવાસ દરમિયાનનો મુખ્ય ભાગ આરંભમાં જ પ્રકટ કરવાનું એટલા માટે ઉચિત માનું છું, કે તેથી વાંચક એમ ન સમજે કે જેલમાં કેવળ કષ્ટ હતું. હું એમ નથી કહેતો, કે કષ્ટ ન હતું; પરંતુ હું ખાત્રીપૂર્વક કહી શકું છું, કે મારો ઘણોખરો સમય આનંદમાંજ પસાર થતો હતો.

શુક્રવારે રાત્રે હું નચિંત મનથી સુઇ રહ્યો હતો. પ્રભાતે લગભગ પાંચ વાગે મારી બ્હેન ગભરાયેલી સ્થિતિમાં મારા ખંડમાં આવી, અને નામ દઈ મને બોલાવવા લાગી. હું જાગી ઉઠયો. એક ક્ષણમાં મારો નાનકડો ઓરડો હથિયારબંધ સિપાઇઓથી ભરાઈ ગયો. તેમાં સુપ્રિન્ટેન્ડન્ટ ક્રેગન, ૨૪ પરગણાના કલાર્ક સાહેબ, આપણા જાણીતા શ્રીમાન્ વિનોદકુમાર શુમની આનંદી અને લાવણ્યમયી મૂર્તિ, કેટલાક ઇન્સ્પેકટરો, સિપાઇ, ડિટેક્ટીવ અને જડતીના સાક્ષીઓ પણ હતા. તે સર્વ લોકો હાથમાં પિસ્તોલો રાખી એવી વીરતાથી દોડી આવ્યા, કે જાણે તેમને કોઇ તોપ અને બંદુકોથી સુરક્ષિત થએલો કિલ્લો સર કરવો હોય! મેં મારી નજરે તો જોયું નહિ, પણ પાછળથી સાંભળ્યું, કે એક ગોરી ચામડીવાળાએ મારી બ્હેનની છાતીપર પણ બંદૂક તાકી રાખી હતી. હું બિછાનાપર બેઠો હતો, અને મારી આંખોમાં ઉંઘ ભરી હતી, તે સમયે ક્રેગન સાહેબે મને પૂછ્યું, "અરવિન્દ ઘોષ કોણ છે?" મેં જવાબ આપ્યો, "હં, હુંજ અરવિન્દ ઘોષ છું." તે સાંભળતાં જ તેણે એક સિપાઇને મને કેદ કરવાનો હુકમ કર્યો. ત્યાર પછી ક્રેગને એક એવી અસભ્ય વાત કહી, કે તે પર અમારા વચ્ચે કાંઇ વાદવિવાદ પણ થઇ ગયો. મેં જડતીનું વારંટ માગ્યું, અને વાંચી તે પર સહી કરી. વારંટમાં બંબગોળાની વાત જોઈ હું જાણી ગયો, કે આજ અહીં પોલીસ ફોજની સ્વારી મુઝફ્ફરપુરમાં થયેલ ખુન બાબત આવી લાગે છે, પણ મારી સમજમાં આવી શક્યું નહિ, કે બંબ અથવા બીજા ફુટી નીકળે તેવા પદાર્થ મારા ઘરમાંથી મળી આવ્યા પહેલાં જ અને મારા નામનું કોઇ વારંટ નીકળ્યા સિવાય, મને કેમ પકડવામાં આવ્યો, પણ તે બાબતમાં મેં કાંઈ તકરાર કરી નહિ. ત્યારબાદ ક્રેગન સાહેબના હુકમથી મારા હાથમાં હાથકડી અને કેડે દોરડું બાંધી દેવામાં આવ્યું. એક હિન્દુસ્થાની સિપાઈ તે દોરડું પકડી મારી પછવાડે ઉભો રહ્યો. તે વખતે શ્રીયુત્ અવિનાશચન્દ્ર ભટ્ટાચાર્ય અને શ્રીયુત્ શૈલેન્દ્ર બાસુને સિપા-

ઇએ! ઉપર લઇ આવ્યા. તેમને પણ હાથમાં હાથકડી અને કેડે દોરડું બાંધેલું હતું. અર્ધા કલાક પછી કોણ જાણે કોના હુકમથી અમારા હાથની હાથકડીઓ અને કેડનાં દોરડાં કાઢી નાંખવામાં આવ્યાં. ક્રેગન સાહેબની વાતો પરથી એમ દેખાઇ આવતું, કે જાણે તે કોઇ હિંસક પ્રાણીની બોડમાં ધુસ્યા હોય, અને અમે બધા જંગલી, હિંસક અને સ્વભાવથી જ કાયદાનો ભંગ કરનાર માણસો હોઇએ! અમારી સાથે સારી રીતે વર્તવું, અથવા અમારી સાથે સારા માણસોની પેઠે વાત કરવી તે ક્રેગન સાહેબને નિરર્થક લાગતું હતું. પણ મારી સાથેની તકરાર પછી તે જરા શાન્ત થઇ ગયો હતો. અમારા વિષે વિનોદબાબુએ તેને શાંથે વાત કરી, કે તે ઉપરથી ક્રેગને મને કહ્યું, "મેં સાંભળ્યું છે, કે તમે બી. એ. થયેલા છો. તમારા જેવા ભણેલા ગણેલા લોકો આવા મકાનમાં બિછાના વિનાના ઓરડામાં રહે અને જમીન પર સૂઈ રહે, એ શરમાવા જેવું નથી?" મેં કહ્યું, "હું ગરીબ માણસ છું, અને તેથી ગરીબની માફક જ રહું છું." એટલે સાહેબ બહાદૂર બરાડી ઉઠયા, "ત્યારે તમે પૈસાદાર થવા માટે જ આ કાવતરૂં રચ્યું છે કેમ?" હું ચેતી ગયો, કે દેશપ્રેમ, સ્વાર્થત્યાગ અને ઐચ્છિક ગરીબાઇનું મહત્ત્વ આ જડબુદ્ધિના અંગ્રેજને સમજાવવું મુશ્કેલ છે, તેથી મેં તેવો પ્રયત્ન પણ ન કર્યો.

આ સમયે જડતી લેવાનું કામ ચાલતું હતું. તે સવારના સાડાપાંચથી શરૂ થયું હતું, અને લગભગ સાડાઅગિયાર વાગે પૂરૂં થયું, પેટીઓમાં અને બહાર જે કાંઇ નકલો, પત્રો, ચિઠ્ઠિઓ, કવિતા, નાટક, પદ્ય, ગદ્ય, નિબંધ, અનુવાદ વગેરે જોવામા આવ્યું, તેમાંથી એકે વસ્તુ આ સર્વભક્ષક જડતી લેનારાઓના પંજામાંથી બચી શકતી ન હતી. જડતીના સાક્ષીઓમાં એક 'રક્ષિત' નામના ગૃહસ્થ હતા. તે જરા ઉ. સ દેખાતા હતા. તેણે ધણા કરૂણ અવાજે મને કહ્યું, "પોલીસ અચાનક કાંઈપણ બોલ્યાચાલ્યા વિના મને અહીં પકડી

લાવેલ છે. મને જરાયે ખબર નહી, કે આવા નીચ કામમાં મારે મદદ કરવી પડશે. ” પોતાના સપડાવાની આ વાત રક્ષિતબાબુએ ઘણી કરૂણાજનક રીતે કહી સંભળાવી. અમરનાથ નામના બીજા સાક્ષીની સ્થિતિ વળી જૂદી જ તરેહના હતી. તેઓ બહુ ઉત્સાહથી એક સાચા રાજભક્તની જેમ જડતીના કામમાં દોડાદોડ કરી રહ્યા હતા. કેમ જાણે તેમના જન્મનું સાર્થક જડતી લેવાના કાર્યમાં જ થતું હોય! જડતી સમયે બીજી કાંઇ ખાસ લખવા જેવી બાબત બની નહિ. ફક્ત એક ન્હાનીશી વાત યાદ આવે છે. દક્ષિણેશ્વરની થોડી માટી એક ન્હાના પુંઠાના ખોખામાં પડી હતી, તેની સામે કલાર્ક સાહેબ ઘણીવાર સુધી તાકીને જોઇ રહ્યા. કેમ જાણે તેમણે એક નવો ભયંકર ફાટી નીકળે તેવો પદાર્થ શોધી કાઢયો હોય! કલાર્ક સાહેબની શંકા એટલે એને પાયા વિનાની પણ કેમ કહી શકાય? પણ અંતે નક્કી થયું કે એ તો માટી જ હતી, અને રસાયણશાસ્ત્રીની પાસે પૃથક્કરણને માટે તે મોકલવાની જરૂર ન હતી. જડતી દરમિયાન મારૂં કામ તો ફક્ત પેટીઓ ઉઘાડવા પૂરતું જ હતું. મને કોઇએ એકે કાગળપત્ર બતાવ્યો નહિ, કે વાંચી સંભળાવ્યો નહિ. ફક્ત અલકધારીજીનો એક પત્ર કલાર્ક સાહેબે પોતાનું મન રંજન કરવા માટે મોટેથી વાંચ્યો હતો. પ્રિય ભાઇ વિનોદગુપ્ત પોતાની સ્વાભાવિક લલિત ઢબે પગલાંઓ ભરી મેડી ડુંજાવી રહ્યા હતા, અને એકાદ કાગળ હાથમાં આવતાં “ ઘણો જરૂરી, ઘણો જરૂરી ” કહી ક્રેગન સાહેબને સુપ્રત કરતા હતા. હું જાણી શકતો નહતો, કે ઘણો જરૂરી કાગળ કયો હતો, અને મને જાણવાની ઇચ્છા પણ નહતી. કારણ મને ખાતરી હતી, કે મારા મકાનમાં ફાટી નીકળે તેવો પદાર્થ બનાવવા સંબંધી અથવા કાવતરા સંબંધી કોઇ કાગળ હોય, તે અસંભવિત હતું.

મારા ઓરડાની બરાબર જડતી લેવાયા પછી પોલીસ અમને

પાસેના ખંડમાં લઇ ગઇ. ક્રેગન સાહેબે બીજા ઓરડામાં જઇને મારાં નાનાં માશીની પેટી ખોલી. એક બે વાર તેમના પત્રો પર નજર ફેરવી, અને પછી "સ્ત્રીઓના પત્ર લેવાની કાંઇ જરૂર નથી" એમ કહી, તે પત્રો ત્યાંજ રહેવા દીધા. ત્યાર પછી પોલીસ સૌથી નીચલા માળપર આવી, ત્યાં ક્રેગન સાહેબે ચાપાણી કર્યાં. મેં પણ એક પ્યાલો કોકો અને થોડી રોટી ખાધી. ત્યાં ક્રેગન સાહેબે પોતાના રાજનૈતિક વિચારો, યુક્તિ અને તર્કથી સાબીત કરવાનું આદર્યું. હું શાન્તિથી આ મનોવ્યથા સહન કરતો બેસી રહ્યો. આપણે ઘડીભર એમ માની લઇએ, કે શરીરપર અત્યાચાર કરવો, એ પોલીસની પરાપૂર્વની રૂઢિ છે. પણ મન પર પણ એવો હેવાનિયત-ભર્યો અત્યાચાર કરવો, એ કયા અણલખ્યા કાયદાને આધારે છે, એ સમજાતું નથી. હું આશા રાખું છું, કે આપણા પરમ માન્યવર દેશહિતેચ્છુ યોગેન્દ્રચન્દ્ર ઘોષ આ બાબતમાં ધારાસભામાં પ્રશ્ન ઉઠાવશે.

નીચેના ખંડોની અને 'નવશક્તિ' પત્રના કાર્યાલયની બારીક જડતી લીધા પછી એક પોલીસ ટ્રંક ઉઘાડવા માટે બીજા માળ પર ગયો. ટ્રંક 'નવશક્તિ' ના દફતરની હતી. અર્ધો કલાક માથું કૂટયા છતાં ટ્રંક ઉઘડી નહિ, ત્યારે તેને થાણાપર લઇ જવાનો ઠરાવ થયો. તેવામાં પોલીસના એક સાહેબે મકાનમાંથી એક બાઇસીકલ ખોળી કાઢી. તેના પર "કુષ્ટીઆર" રેલવે સ્ટેશનનો લેબલ લગાવેલો હતો. પછી શું બાકી રહે? તેણે તો એમજ માની લીધું, કે કુષ્ટીઆરના સાહેબને ગોળીથી ઉડાવનાર માણસની જ આ બાઇસીકલ છે. તેથી બહુજ આનંદમાં આવી જઇને પૂરાવાના આ મહાન સાધનને તેણે સાથે લઈ લીધું.

લગભગ સાડાઅગિયાર વાગે અમે અમારા મકાનમાંથી બહાર નીકળ્યા. ઝાંપાની બહાર મારા માસા અને શ્રીયુત્ ભૂપેન્દ્રનાથ બસુ ગાડીમાં બેઠેલા મળ્યા. માસાજીએ પૂછ્યું, "શું છે? કયા ગુન્હા માટે

પકડાયા છો?" મેં કહ્યું, "મને ખબર નથી. આ લોકો મારા ઘરમાં ઘુસી આવી મને પકડી લાવ્યા છે, મારા હાથમાં હાથકડીઓ નાંખી દીધી છે, પણ મારા નામનું કોઈ વારંટ મને બતાવવામાં આવ્યું નથી." મારા માસાએ હાથકડી નાંખવાનું કારણ પૂછ્યું, ત્યારે વિનોદબાબુ બોલ્યા, "જુઓ, આમાં મારો કાંઇ દોષ નથી. તમે અરવિન્દ બાબુને પૂછો, કે મેં તો સાહેબને કહી હાથકડીઓ કઢાવી હતી કે નહિ?" પછી ભૂપેન્દ્રબાબુએ મારા ગુન્હા વિષે પૂછ્યું, ત્યારે ગુપ્ત મહાશયે "ખુન"ની કલમ બતાવી. તે સાંભળીને ભૂપેન્દ્ર બાબુ તો સડક જ થઇ ગયા. પાછળથી મારા સાંભળવામાં આવ્યું, કે અમારા વકીલ શ્રીયુત્ હિરેન્દ્રનાથ દત્તે ગેસ્ટ્રીટમાંથી આવીને અમારી તપાસ વખતે હાજર રહેવાની માગણી કરી હતી, પણ પોલીસે તેમને પાછા ધકેલ્યા હતા.

અમને ત્રણેને થાણાપર પહોંચાડવાનું કામ વિનોદબાબુને માથે આવ્યું. તેમણે થાણાપર પહોંચ્યા પછી અમારી સાથે બહુ સારૂં વર્તન ચલાવ્યું. થાણાપર પહોંચી, ન્હાઇધોઈ અમે લાલબજાર તરફ રવાના થયા. કેટલાક કલાક લાલબજારમાં બેસાડી મૂક્યા પછી અમને રાયડસ્ટ્રીટમાં પહોંચતા કરવામાં આવ્યા. સાંજ સુધી અમે તે મહાશુભસ્થાને બેસી રહ્યા. રાયડસ્ટ્રીટમાં ડિટેક્ટીવકેસરી મૌલવી શમશુલઆલમ સાથે અમારે પહેલીવારની મુલાકાત થઇ, અને પરસ્પરમાં થોડો ઘણો સ્નેહ પણ બંધાઇ ગયો. તે સમયે મૌલવી સાહેબમાં અત્યારના જેટલો ઉત્સાહ ન હતો; કારણ તે સમયે તે ન હતા બંબ કેસમાં મુખ્ય તપાસ કરનાર, કે ન હતા નોર્ટન સાહેબની સાક્ષાત્ સ્મરણશક્તિ! અત્યાર સુધી રામસદય બાબુજ આ બધા કામમાં વરના બાપ થઇને ફરતા હતા. મૌલવી સાહેબે મને ધર્મ સંબંધી મહાભારત ઉપદેશ કર્યો. જનાબે ફરમાવ્યું, "હિન્દુ અને મુસલ્મીન બન્ને ધર્મનો મૂળ મંત્ર એક જ છે. હિન્દુના ૐ કારની ત્રણ માત્રા. 'અ,' 'ઉ' ને 'મ' અને કુરાનના પહેલા ત્રણ અક્ષર

અ, લ ને મ, એકજ છે. કારણ ભાષાશાસ્ત્રના નિયમ પ્રમાણે 'લ' ને ઠેકાણે 'ર' વાપરી શકાય, માટે હિન્દુ અને મુસલમાન બન્નેનો મંત્ર એકજ છે. તોપણ પોતપોતાના ધર્મને જૂદો રાખવો જોઇએ. મુસલમાનો સાથે ભોજન કરવું, એ હિન્દુઓ માટે પાપરૂપ છે. પણ સાચું બોલવું, એ તેમના ધર્મની ફરજ છે. સાહેબ લોકો કહે છે, કે અરવિન્દ ઘોષ ખુની ટોળીના નાયક છે. આ વાત હિન્દુસ્થાન માટે દુઃખદાયક અને શરમભરેલી છે. પણ સાચું બોલવાથી હજી પણ બાજી હાથ રાખી શકાય તેમ છે. મને ખાત્રી છે, કે અરવિન્દ ઘોષ અને બિપીનબાબુ જેવા ઉચ્ચ ચારિત્ર્યના આદમીઓ પોતાનું દરેક કામ ખુલ્લા દિલથી કબુલ કર્યા વિના નજ રહે." શ્રીયુત પૂર્ણચન્દ્ર લાહીડી ત્યાં હાજર હતા. તેમણે આ બાબતમાં શંકા બતાવી, પણ મૌલવી સાહેબે પોતાનું નાકું પકડી રાખ્યું. મૌલવી સાહેબની વિદ્યા, બુદ્ધિ, અને ધર્મપરાયણતા જોઇ હું સાનંદાશ્ચર્ય પામ્યો. તે સમયે વધારે બોલવું તે ધૃષ્ટતા ગણાય, એમ સમજી મેં નમ્રભાવથી તેમના અમૂલ્ય ઉપદેશામૃતનું પાન કર્યાં કર્યું, અને ભારે પ્રયત્ન કરી મારા હૃદયપટપર તેની છાપ પણ પાડી દીધી. એટલા બધા ધર્મ-પરાયણ હોવા છતાં મૌલવી સાહેબ ડિટેકટીવની નોકરી છોડી શકતા નહતા. તેમણે મને કહ્યું, "તમારા નાના ભાઈ બારીન્દ્રકુમારને બંબ બનાવવા માટે તમારો બગીચો વાપરવા આપવામાં તમે જબરી ભૂલ કરી છે. ડાહ્યા માણસ એમ ન કરે." મેં કહ્યું, "બાગ જેમ મારો છે, તેમ મારા નાના ભાઈનો પણ છે. છતાં ધારો કે મેં તેને બાગ આપ્યો, તોપણ તમે એમ કેમ કહી શકો, કે મેં તે બંબ-ગોળા બનાવવા માટેજ આપ્યો ?" તે પરથી મૌલવી સાહેબ જરા ઝંખવાણા પડી ગયા, અને બોલ્યા, કે "ના, ના, મારૂં કહેવું તો એમજ હતું, કે તમે કદાચ એમ કર્યું હોય." પછીથી તો આ મહાત્માએ પોતાના જીવનનો એક અધ્યાય જ અમારા આગળ શરૂ કરી દીધો, અને બોલ્યા, "જીંદગીમાં મારી જે કાંઈ નૈતિક અને

આર્થિક ઉન્નતિ થઇ છે, તેનું મૂળ કારણ મારા પિતાની એક અમૂલ્ય શિખામણ છે. તે હંમેશાં કહ્યા કરતા, કે 'મોંએ આવેલો કોળીઓ કદી પાછો ઠેલવો નહિ.' આ મહાવાક્ય મારી છાતીએ જડાઇ ગયું છે, અને તે પ્રમાણે ચાલવાથીજ મારી આટલી ઉન્નતિ થઈ છે." આ વાત કહેતાં મૌલવી સાહેબે મારા તરફ તીણી નજરથી જોયું. તે પરથી મને લાગ્યું, કે તે સમયે તેના મોંએ આવેલો કોળીઓ હુંજ હતો! સાંજે આપણા જાણીતા અને માનીતા શ્રીયુત્ રામસદય મુખોપાધ્યાય એકાએક ફુટી નીકળ્યા. તેમણે અમારા માટે ઘણી લાગણી અને દયા બતાવી અને સૌને અમારા ખાવાસુવાની બાબતમાં સંભાળ રાખવાની સૂચના કરી દીધી. થોડી વારમાં કેટલાક લોકો મને અને શૈલેન્દ્રને લાલબજારની ચોકીપર લઈ જવા માટે આવ્યા. એ વખતે વરસાદ જોસથી વરસી રહ્યો હતો. અને પવન પણ વા'તો હતો. રામસદયબાબુ સાથે ફક્ત ત્યારેજ મારે એક વાર વાતચીત થઈ. મને તે બહુ ચાલાક અને ઉદ્યોગી માણસ લાગ્યો પણ તેની વાતમાં કૃત્રિમતા અને ઢોંગ સાફ દેખાઈ આવતાં હતાં અને એમજ લાગતું, કે જાણે કોઇ નાટકના તખ્તાપર પાઠ ભજવી રહ્યો હોય! કેટલાક માણસોનાં શરીર, વચન અને રીતભાત સર્વે કૃત્રિમતાના અવતારરૂપ હોય છે; આવા માણસો કાચાપોચાના હૃદયપર ઝટ અસર કરી શકે છે, પણ મનુષ્યસ્વભાવને જાણવાવાળાઓ પાસે તેમની પોલ તરતજ ઉઘાડી પડી જાય છે.

શૈલેન્દ્રને અને મને લાલબજાર ચોકીમાં બીજા માળપર એક મોટા ઓરડામાં રાખ્યા. ત્યાં અમને કાંઇ ખાવાનું તો મળ્યું નહિ, પણ પાણી આપવામાં આવ્યું. થોડી વારમાં બે અંગ્રેજો મારા ઓરડામાં આવ્યા. પાછળથી મેં જાણ્યું, કે તેમાંથી એક પોલીસ કમિશ્નર હેલિડે હતો. અમને બન્નેને સાથે જોઈ હેલિડે સાર્જન્ટપર ઘણો તપી ગયો અને મારા તરફ નિશાની કરી બોલ્યો, "ખબરદાર,

આ માણસની સાથે કોઇ રહેવા અથવા વાત કરવા ન પામે." એટલે સાર્જન્ટે શૈલેન્દ્રને બીજા ઓરડામાં પૂરી દીધો. બધા ત્યાંથી ચાલ્યા ગયા પછી હેલિડેએ મને કહ્યું, "આવા હિચકારા કામમાં જોડાતાં તમે શરમાતા નથી?" મેં કહ્યું, "આ કામમાં મારો હાથ છે, એમ માની લેવાનો તમને શો હક્ક છે?" તે બોલ્યા, "માની લીધું નથી, હું બધું જાણું છું." મેં કહ્યું, "તમે જાણો કે ન જાણો, પણ હું કદિ માની શકું તેમ નથી, કે આ ખુન સાથે મારે કાંઇ લેવાદેવા હોય." આનો કાંઇ જવાબ હેલિડેએ આપ્યો નહિ.

રાત્રે બીજા કેટલાક સજ્જનો મને મળવા માટે પધાર્યા. તે બધા પોલીસવાળાજ હતા. તેઓ ચોક્કસ કાંઇ મતલબે આવતા હતા, પણ આજ સુધી મને તેનો પત્તો લાગ્યો નથી. હું પકડાયો તે પહેલાં દોઢ મહિના પર એક અજાણ્યો માણસ મને મળવા આવ્યો હતો. તેણે કહ્યું હતું કે, "ભાઈ સાહેબ તમારી સાથે મારે કાંઇ પરિચય નથી, પણ તમારાપર મને ઘણો ભાવ છે, તેથી હું તમને ચેતવણી આપવા આવ્યો છું. કોનનગરમાં તમારે કોઈની સાથે કાંઇ ઓળખાણ છે? તમે કોઇવાર ત્યાં ગયા છો? અથવા તમારૂં એકે મકાન ત્યાં છે?" મેં કહ્યું, "મારૂં ત્યાં મકાન નથી, પણ એક વાર હું ત્યાં ગયો હતો ખરો અને ત્યારે કેટલાક માણસો સાથે મારે વાતચીત થઇ હતી." તેણે કહ્યું, "હું વધારે નથી કહેતો, પણ એટલુંજ કહું છું, કે હવેથી તમે કોનનગરના કોઇ માણસ સાથે કાંઇ સંબંધ રાખશો નહિ. ત્યાંના કેટલાક હરામખોર લોકો તમારા અને તમારા ભાઇ બારીન્દ્રના વિરૂદ્ધ કાવતરૂં રચી રહ્યા છે અને થોડા વખતમાં તમે બન્ને મુશ્કેલીમાં આવી પડશો, એટલુંજ હું તમને કહીશ." મેં કહ્યું, "ભાઈ, આ બધી વાત જાણવાથી મને શો લાભ? પણ તમે મારા પર આટલો ભાવ રાખો છો, તે સારૂ હું તમારો પાડ માનું છું. આ બાબતમાં કાંઇ વધારે જાણવાની મારી

ઇચ્છા નથી. ઇશ્વર પર મને પૂરો ભરોંસો છે, તે મારૂં સદા રક્ષણ કરશે. આ બાબતમાં કાંઇ પ્રયત્ન કરવો, અથવા કાળજી રાખવી તે ફોકટ છે." આ બનાવ પછી આ વિષય સંબંધી મને કાંઈ ખબર પડી નહિ. પણ આજે રાત્રે મને ખાત્રી થઈ, કે મારા તે શુભેચ્છકની ચિંતા પાયા વગરની ન હતી. એક ઇન્સ્પેકટર અને કેટલાક પોલીસે આવી મને પૂછ્યું, "તમે કોનનગરના મૂળ રહેવાસી છો? ત્યાં તમારૂં મકાન છે? ત્યાં કદી ગયા છો? જો ગયા હો તો ક્યારે અને શા માટે? બારીન્દ્રની કોનનગરમા કાંઇ મિલ્કત છે?" આ પ્રમાણે કેટલાક પ્રશ્નો તે લોકોએ મને પૂછ્યા. તેમની બધી વાતનો ભેદ જાણવા માટે હું બધા સવાલોના જવાબ દેતો રહ્યો, પણ તેમાં મારૂં કાંઈ વળ્યું નહિ. પોલીસના સવાલો અને તેમની વાતચીત પરથી ફક્ત એટલુંજ જાણવામાં આવ્યું, કે પોલીસને કોઇ વાતની બાતમી મળી છે, અને તેના ખરાખોટાપણા વિષે તપાસ થઇ રહી છે. મેં અનુમાન કર્યું, કે જેમ તાઇ મહારાજ કેસની બાબતમાં લોકમાન્ય તિલકને જૂઠા, પાખંડી, દગાબાજ અને અત્યાચારી ઠરાવવાનો પ્રયત્ન થયો હતો, અને તે પ્રયત્નમાં સામેલ થઈ મુંબઇ સરકારે પ્રજાના પૈસાનું પાણી કર્યું હતું, તે જ પ્રમાણે અહીં પણ કોઈ લોકો અમને હેરાન કરવાની જાળ પાથરી રહ્યા છે.

રવિવારનો આખો દહાડો જેલમાં જ ગયો. અમારા મકાનની સામે એક સીડી હતી, તે પરથી એક નાની ઉમ્મરના યુવકને ઉતરતાં મેં સવારમાં જોયો. હું તેને ઓળખતો ન હતો, પણ અનુમાનથી લાગ્યું, કે એ લોકો પણ આ મામલામાં પકડાયેલા હશે. પાછળથી જણાયું, કે તે બધા છોકરાઓ માનિકતલ્લા બાગના હતા. એક મહિના પછી જેલમાંજ એ લોકો સાથે મારો પરિચય થયો. થોડી વાર પછી હાથમ્હોં ધોવા માટે મને નીચે લઇ ગયા. ન્હાવાનું કાંઇ ઠેકાણું ન હોવાથી હું ન્હાઇ શક્યો નહિ. સવારમાં મને

ઉતરી ગયેલી દાળ અને ભાત ખાવા મળ્યા. મહા મુશીબતે એકાદ બે કોળીઆ જેમ તેમ કરીને પેટમાં નાંખ્યા, પણ છેવટે ખાવું પડતું મૂક્યું. સાંજે માત્ર ચવાણું આપવામાં આવ્યું. ત્રણ દિવસ આમ ચાલ્યું, પણ સોમવારે સાર્જન્ટદેવ મારા પર પ્રસન્ન થયા, અને મને ગુપચુપ ચા અને રોટલી ખાવા માટે આપી ગયાં.

પાછળથી મેં એમ પણ સાંભળ્યું, કે અમારા વકીલે કમિશ્નર સાહેબ પાસે ઘેરથી ભોજન મંગાવવાની રજા માગી હતી, પણ હેલિડે સાહેબે રજા આપી નહિ. એમ પણ સાંભળવામાં આવ્યું. કે અમારા વકીલ કે એટર્નીને પણ અમારી મુલાકાત લેવાની રજા આપવામાં આવી ન હતી. હું સમજી શકયો નથી, કે આ પ્રમાણે કયા કાયદાને આધારે કરવામાં આવ્યું હતું. અલબત વકીલની સલાહ મળવાથી મને કેટલીક સગવડ ચોક્કસ થાત, પણ મને કાંઇ તે વિના ચાલેજ નહિ એમ ન હતું. પણ બીજા ઘણા કેસોમાં આથી અવશ્ય નુકશાન થયું છે. સોમવારે અમને કમિશ્નર સાહેબ રૂબરૂ હાજર કરવામાં આવ્યા. અમને જૂદી જૂદી ટૂકડીમાં લઈ ગયા. મારી સાથે શૈલેન્દ્ર અને આવનાશ હતા. અમે ત્રણે અમારા પૂર્વજન્મના પુણ્યને લીધે પહેલાં એકવાર પકડાઇ ચૂકયા હતા, તેથી કાયદાની બારીકીનું થોડું ઘણું જ્ઞાન અમને થયું હતું! અને તેથી કમિશ્નર સાહેબ પાસે કોઈ પણ વાત પ્રકટ કરવાનો અમે ઇન્કાર કર્યો. ત્યાં અમને કુમારકૃષ્ણ દત્ત, મેન્યુઅલ સાહેબ અને મારા એક નાતાદાર મળ્યા મેન્યુઅલ સાહેબે મને પૂછ્યું "પોલીસના કહેવા પ્રમાણે તમારા મકાનમાંથી કેટલાક શકપડતા લેખો મળી આવ્યા છે. એવો કોઇ કાગળ હતો ?" મેં જવાબ આપ્યો, "હું છાતી ઠોકીને કહી શકું છું, કે એવો કોઇ પણ કાગળ કે પત્ર મારા મકાનમાં હોય એ અશક્ય છે." હું, તે સમયે મધુપત્રિકા (Sweet letter) અથવા ચીતરી કાઢેલા કાગળો (Scribbling) ની વાતની મને ખબર ન હતી.

મારા નાતાદારને મેં કહ્યું, "ઘેર કહી દેજો, કે કોઈ ચિંતા ન કરે. મારી નિર્દોષતા સંપૂર્ણરીતે સાબીત થઇ જશે." મારા હૃદયમાં દૃઢ વિશ્વાસ હતો, કે મારી પૂરેપૂરી નિર્દોષતા સાબીત થશે.

પહેલાં મારૂં મન એકાંતકેદમાં જરા જરા ડગવા લાગ્યું, પણ ત્રણ દિવસની પ્રાર્થના અને ધ્યાન કરવા પછી નિશ્ચળ શાન્તિ અને અચળ વિશ્વાસે ફરી મારી પાસે આવી સિંહાસન જમાવ્યું.

મારી કોટડી નવ ફુટ લાંબી અને પાંચ ફુટ પહોળી હતી. તેમાં એકે બારી ન હતી. તેની સામે લોઢાના સળીઆ હતા. આ પાંજરામાંજ મારે રહેવાનું હતું. કોટડી બહાર એક પાકો ચોક અને ઈંટોની ઉંચી દિવાલો હતી. સામે લાકડાનો એક મોટો દરવાજો હતો. તે દરવાજામાં માણસની આંખની ઉંચાઇએ નાનાં નાનાં ગોળ કાણાં હતાં. દરવાજો બંધ હોય ત્યારે પહેરાવાળા કાણામાંથી કેદીની હીલચાલ જોયા કરતા. પણ મારા ચોકનો દરવાજો તો હંમેશાં ઉઘાડો જ રહેતો. આવી જાતની છ કોટડીઓ પાસે પાસે હતી. તે કોટડીઓને "ડિક્રી" કહેવામાં આવે છે. "ડિક્રી" નો અર્થ 'ભારે સજાવાળાની કોટડી' એવો થાય છે. ન્યાયાધીશ તથા જેલ સુપ્રિન્ટે-ન્ડન્ટના હુકમ પ્રમાણે જે લોકોને એકાંતકેદની શિક્ષા થતી હતી, તેમને આ નાની નાની કોટડીઓમાં રહેવું પડતું હતું. એકાંતકેદમાં પણ વધારે ઓછી શિક્ષા થતી. જેમને વધારે શિક્ષા થતી, તેમનો આગલો દરવાજો બંધ કરવામાં આવતો, એટલે તેઓ માણસના સહવાસથી તદ્દન અલગ રહેતા. ફક્ત પહેરાવાળાઓ અને બે વાર ખાવાનું આપવા આવનાર કેદી સિવાય તેમને આ દુનિયા સાથે કંઇ સંબંધ ન હતો. હેમચંદ્રદાસને છૂપી પોલીસવાળાઓએ મારા કરતાં વધારે ભયંકર માણસ તરીકે ઓળખાવ્યા હતા તેથી તેમને આ જાતની સજા આપવામાં આવી હતી. અને વળી બાકી રહી જતું હોય તેમ, આવી

એકાંતકેદમાં પણ હાથમાં હાથકડી અને પગમાં બેડીઓ પહેરાવવામાં આવતી. આવી સજા ફક્ત કજીઓ તોફાન કરનારને જ આપવામાં આવતી ન હતી, પણ જે લોકો જેલનું કામ કરવામાં બેપરવાઈ રાખતા હતા તેમને પણ આવી શિક્ષા મળતી. કેસ ચાલ્યા પહેલાં એકાંતવાસની સજા ભોગવતા કેદીને આવું દુઃખ આપવું તે નિયમ વિરૂદ્ધ છે, પણ 'સ્વદેશી' અને 'વંદેમાતરમ્' વાળા કેદીઓને નિયમ બહાર ગણવામાં આવે છે, અને તેમની બાબતમાં બધી ગોઠવણ પોલીસની મરજી મુજબ કરવામાં આવે છે.

અમને ગાડીમાં બેસાડી થોર્નહિલ સાહેબની કચેરીમાં અલીપુર લઇ ગયા. અમારી ટોળીમાં નિરાપદ, દીનદયાળ, હેમચંદ્રદાસ વગેરે હતા. તે બધામાં હું ફક્ત હેમચંદ્રદાસનેજ ઓળખતો હતો, કેમકે હું એકવાર મેદનીપુરમાં તેમને ત્યાં ઉતર્યો હતો. તે વખતે કોણ જાણતું હતું કે તેમની સાથે ફરીથી મુલાકાત કેદીની અવસ્થામાં જેલના રસ્તાપર થશે? અમે અલીપુરના મેજીસ્ટ્રેટની કચેરીમાં તો ગયા, પણ અમને મેજીસ્ટ્રેટ સાહેબનાં દર્શન થયાં નહિ, કારણ કે તે લોકો અમારે માટે અંદરથી હુકમો લખાવી લખાવીને બહાર લઈ આવતા હતા. અમે પાછા જવા માટે ગાડીમાં બેસતા હતા, એવામાં એક ગૃહસ્થ મારી પાસે આવ્યા, અને મને કહ્યું, 'મેં સાંભળ્યું છે કે આ માણસોએ આપને એકાંતકેદમાં રાખવાની ગોઠવણ કરી છે. અને તે માટેનો હુકમ પણ લખાઈ ગયો છે. હવે તમને કોઇની સાથે મુલાકાત કરવા દેવામાં આવશે નહિ, માટે તમારે ઘેર કોઇને કંઇ પણ કહેવ-રાવવું હોય, તો મને કહો, એટલે હું ઘેર સમાચાર પહોંચાડી દઇશ." મેં તેનો ઉપકાર માન્યો, પણ મારે જે કંઇ કહેવરાવવાનું હતું, તે તો મેં મારા નાતાદાર સાથે કહેવરાવી દીધું હતું, તેથી મારે તેને કાંઈ કહેવાનું ન હતું. મારી તરફ મારા દેશી બંધુઓની લાગણીના એક દાખલારૂપે આ બનાવ લખ્યો છે.

કચેરીમાંથી જેલમાં પાછા લાવી અમને ત્યાંના અધિકારીઓને હવાલે કરવામાં આવ્યા. જેલમાં લઈ જતા પહેલાં અમને ન્હવડાવવામાં આવ્યા હતા. જેલનાં કપડાં પહેરાવી અમને બાંડીઆં અને ધોતીઆં ધોવા લઇ ગયા. ચાર દિવસ પછી ન્હાવાથી અમને સ્વર્ગનું સુખ મળ્યું હોય તેમ લાગતું હતું. નાહ્યા પછી અમને પોતપોતાની કોટડીમાં પહોંચાડવામાં આવ્યા. હું અંદર પેઠો કે તરતજ મારી નાની કોટડી બંધ કરી દેવામાં આવી. અલીપુર જેલમાં હું તા. ૫ મી મેએ દાખલ થયો, અને તેમાંથી બરાબર એક વર્ષ ને એક દિવસે તા. ૬ ઠ્ઠી મેએ છૂટો થયો.

અમને રહેવા માટે આવું સરસ ઠેકાણું મળી ગયું. છતાં આપણી માયાળુ સરકારે અમારી તે સિવાયની મહેમાનગીરી કરવામાં પણ કાંઈ મણા રાખી નહિ. અમારી માલમિલ્કતમાં એક થાળી અને વાટકો હતાં, તે ચોકની શોભામાં અજબ વધારો કરી રહ્યાં હતાં. તે થાળી અને વાટકાને જ્યારે માંજવામાં આવતાં હતાં, ત્યારે તેની ચોકખાઈ જોઈ દિલ ખુશ થતું હતું, અને તેના પવિત્ર ચળકાટને દૈવી બ્રિટિશ રાજ્યની ઉપમા આપી, હું રાજ્યભક્તિનો એક જાતનો નિર્મળ આનંદ અનુભવતો હતો. ફક્ત વાંધો એટલો જ હતો, કે મારો આ આનંદ જોઇ થાળી પણ ખુશાલીમાં આવી જતી, અને તેને આંગળી અડકાડવા જતો ત્યાં તો અરબસ્તાનના ફકીરોની માફક ઘૂમાઘૂમ કરી નાચવા માંડતી. ત્યારે એક હાથે થાળી પકડવી, અને બીજે હાથે ખાવું, એ સિવાય છૂટકો ન થતો. નહિ તો થાળી કૂદાકૂદ કરી જેલના મુઠ્ઠીભર અન્નને લઈ ભાગી જવાનું કરતી.

થાળી કરતાં વાટકો વધારે વહાલો હતો, ને ઉપયોગી પણ હતો. તે વાટકો જડ પદાર્થોમાં બ્રિટિશ સિવિલિયન જેવો હતો. કારણ કે દરેક સિવિલિયન જેમ સ્વાભાવિક રીતેજ દરેક કામમાં પારંગત અને દરેક કામને માટે લાયક હોય છે—ન્યાયાધીશ,

કલેક્ટર, પોલીસ અમલદાર, મ્યુનિસિપાલિટીનો પ્રમુખ, શિક્ષક, ધર્મોપદેશક, ફાવે તે બનાવો, ફક્ત કહેવાની જ વાર છે; વળી આપણા સિવિલિયન સાહેબ એકીવારે તપાસ ચલાવનાર, કેસ માંડનાર, ન્યાય ચૂકવનાર, અને કોઈ કોઈ કેસોમાં તો વાદી તરફના સલાહકાર અને પ્રીતિભોજન આપનાર, સર્વ કાંઇ થઇ શકે છે,—તેજ પ્રમાણે મારો પ્રિય વાટકો પણ હતો. તે વાટકો ભેદભાવ રાખવામાં કંઇ સમજતોજ નહિ. જેલમાં આવતાંવારજ તે વાટકાવતી મેં હાથપગ ધોયા, તેમાં પાણી લઇને મોં ધોયું, અને ન્હાયો. થોડીકવાર પછી જમવા બેઠો, ત્યારે તેજ વાટકામાં મને શાક અથવા દાળ આપવામાં આવ્યાં. પછી તેજ વાટકામાં લઇ પાણી પીધું અને મોં પણ તેનાથીજ ધોયું. આવી જાતની અમૂલ્ય ચીજ જેનાથી સર્વ કામ સરી શકે, તે તો અંગ્રેજ સરકારની જેલમાં જ મળવી સંભવિત છે. આ વાટકો સાંસારિક બાબતોમાં ઉપયોગી થવા ઉપરાંત મારી યોગસાધનાનું પણ એક કારણ રૂપ હતો. સૂગ છોડવા માટે આવો મદદગાર અથવા ઉપદેશક ક્યાં મળી શકે છે? એકાંતકેદ પછી જ્યારે અમને બધાને એક સાથે રાખવામાં આવ્યા ત્યારે આપણા આ સિવિલયન ( વાટકો ) ની પણ કેટલીક સત્તા ઓછી કરવામાં આવી. ત્યારે અમારે માટે શૌચ સારૂ એક જૂદા વાસણની ગોઠવણ કરવામાં આવી.

એક માસ સુધી આ વાટકા મારફત મને ફરજીઆતરીતે સૂગ જીતવાનું શિખવવામાં આવ્યું. શૌચની બધી ગોઠવણ આ સૂગ જીતવા માટેજ કરવામાં આવી હતી, એમ કહી શકાય. હું ઉપર કહી ગયો છું કે એકાંતકેદમાં એક ખાસ શિક્ષા છે. તે શિક્ષાનો સિદ્ધાંત ખુલ્લું આકાશ અને માણસનો સહવાસ એ બે બાબતથી અલગ કરવાનો છે. કોટડીની બહાર શૌચની ગોઠવણ કરવાથી કદાચ આ સિદ્ધાંતનો ભંગ થાય; તેથી કોટડીમાંજ ડામરની રંગેલી બે ટોપ-

લીઓ મૂકવામાં આવી હતી. સવાર સાંજ ભંગી આવી તે ટોપલીઓ સાફ કરી જતો અને માથાફોડ કરીએ અને વારંવાર ટોકયા કરીએ, તો બીજી વખતે આવીને પણ સાફ કરી જતો, પણ મુકરર કરેલા વખત સિવાય પાયખાને જવાથી પ્રાયશ્ચિત રૂપે કેટલાક કલાક દુર્ગંધ સહન કરવી પડતી. બીજી વાર એકાંતકેદ મળી, ત્યારે આ બાબતમાં કંઇક સુધારો થયો હતો. પણ અંગ્રેજોની સુધારો કરવાની ઢબ જુની વાતનો સિદ્ધાંત કાયમ રાખી ફક્ત કામ કરવાની રીતમાંજ થોડોએક ફેરફાર કરવા તેવી છે. એ વાત કહેવાની કંઈ જરૂર લાગતી નથી, કે એવી નાની કોટડીમાં શૌચની ગોઠવણ રાખવાથી કાયમને માટે સાધારણ અને જમવા વખત તથા રાત્રે વધારે હેરાનગતી ભોગવવી પડતી. હું જાણું છું કે સૂવાના ઓરડામાં પાયખાનાની ગોઠવણ હોવી, એ વિલાયતી સુધારાનો એક ઉપયોગી ભાગ છે. પણ એક નાની કોટડીમાં સુવું, ખાવું ને પાયખાને જવું, એ ત્રણે બાબતો સાથે રાખવી, એ તો હદપારનો સુધારો છે. ખરાબ ટેવો પડી ગએલી હોવાથી આપણ હિંદવાસીઓને માટે સુધારાના આ શિખરે પહોચવું, તે બહુ મુસ્કેલીની વાત છે.

અમારા સામાનમાં બીજી પણ કેટલીક ચીજો હતી. ન્હાવા માટે એક ડોલ હતી અને પાણી રાખવા માટે એક પીપ આપવામાં આવ્યું હતું. તે સિવાય જેલના બે કામળા હતા. ન્હાવાની ડોલ ચોકમાં રહેતી અને હું ત્યાંજ ન્હાતો. મારા સદ્દભાગ્યે મને શરૂઆતમાં પાણીની કાંઇ મુસ્કેલી ન હતી, પણ પાછળથી તે મુસ્કેલી પણ ભોગવવી પડી. શરૂઆતમાં પાસેની ગૌશાળાની ચોકી કરનાર કેદી ન્હાવાને વખતે મારી મરજી મુજબ ડોલમાં પાણી ભરી દેતો હતો. જેલની તપશ્ચર્યામાં ન્હાવાને વખતે દરેક કેદીને મોજમજાની ઇચ્છા તૃપ્ત કરવાનો વખત મળતો હતો, પણ બીજા કેદીઓના નશીબમાં તે પણ ન હતું. તેમને એક ડોલ પાણીમાંજ શૌચ, ન્હાવું

અને વાસણ માંજવા એ ત્રણ કામ ઉકેલવાં પડતાં. અમે કાચા કેદીઓ હતા, તેથી અમને કંઇ વધારે મોજ કરવાની છૂટ હતી. બીજા કેદીઓ ફક્ત બે ચાર વાટકા પાણીથીજ ન્હાવા પામતા. અંગ્રેજો એમ માને છે કે પ્રભુપ્રેમ અને શારીરિક સ્વચ્છતા બન્ને સરખા અને દુર્લભ ગુણો છે. આ પ્રજાકીય માન્યતા જાળવી રાખવા ખાતર અથવા વધારે મોજ કરવાથી કેદીઓની તપશ્ચર્યાનો ભંગ થાય તે ખાતર, જેલમાં ન્હાવાની ગોઠવણ આ પ્રમાણે રાખી હતી. આ એનાં મુખ્ય કારણ કયું છે, તે નક્કી થવું અસંભાવત છે.

કેદીઓ આ જાતના ન્હાવાને મશ્કરીમાં " કાગ–ન્હાવણ " કહેતા હતા. માણસને કદિયે સંતોષ થતો નથી, એ વાત કાંઇ ખોટી નથી. ન્હાવાના કરતાંએ પીવાના પાણીની ગોઠવણ તો ચડી જાય તેવી હતી. તે વખતે ઉન્હાળો ચાલતો હતો. મારી નાની કોટડીમાં હવાને દાખલ થવાની મનાઇ હતી, પણ મે મહિનાનો સખત તાપ કોઇ પણ જાતની ખલેલ વિના તેમાં પેસી જતો હતો અને થોડીવારમાં મારી નાનકડી કોટડી સળગતી ભઠ્ઠીના જેવી ધગી જતી. આ ભઠ્ઠીમાં તવાતી વખતે તરસ છીપાવા લોઢાના પીપનું ઉનું આંધણ જેવું પાણી પીધા સિવાય બીજો રસ્તો ન હતો. હું વારે વારે તે પીતો, તેથી તરસ તો ક્યાંથી છીપે? પણ પરસેવો નીકળવા માંડતો હતો, અને તરસે જીવ જવા માંડતો. કોઇ કોઈના ચોકમાં એક માટીનો ઘડો રાખવામાં આવતો. તે લોકો તેને પોતાના પૂર્વજન્મની તપશ્ચર્યાનું ફળ માની, પોતાને ભાગ્યશાળી માનતા હતા. એવી દશામાં ગમે તેવો પુરૂષાર્થવાદી હોય, તેને પણ નશીબ પરજ વિશ્વાસ રાખવો પડતો હતો. કોઇ કોઇને સારે નશીબે ઠંડું પાણી પીવા મલતું, ત્યારે કેટલાકની તરસ પણ છીપે તેવું ન હતું. આ બધું નશીબમાં લખ્યું હોય, તે પ્રમાણે થતું. કારણ જેલના નોકરો તો કાંઇ પણ ભેદ રાખ્યા સિવાય પીપ અને ઘડા વહેંચી

આપતા હતા. મને પોતાને આ પાણીની મુસ્કેલીથી દુઃખ થતું હશે કે નહિ થતું હોય, પણ મારી આવી મુસ્કેલી જોઈ જેલના ડૉક્ટરને કાંઈક લાગી આવ્યું. તે મારે માટે એક ઘડો મંગાવવાની તરખડમાં પડયો. પણ તે વાત તેના હાથમાં ન હતી, તેથી ઘણા દિવસો સુધી તેનાથી કાંઈ થઇ શક્યું નહિ. છેવટે તેના કહેવાથી એક 'બેવકૂફ' જમાદારે એક ઘડો શોધી કાઢયો, પણ ઘડો મળે તે પહેલાં તો મેં બહુ દિવસો સુધી ઘોર યુદ્ધ કરીને તરસને જીતી લીધી હતી. આ ગરમ કોટડીમાં જેલના બે કામળા મને બિછાના માટે મળ્યા હતા. મારી પાસે એકેય ઓશીકું ન હતું, તેથી એક કામળાને સંકેલી, મેં મારૂં ઓશીકું બનાવ્યું અને બીજાની પથારી બનાવી. જ્યારે ગરમીની પીડા અસહ્ય થતી, ત્યારે હું જમીન પર ચતોપાટ સૂઇ જઈ કાંઈક આસાએશ મેળવતો. ભૂમાતાના શીતળ ખોળાનો સ્પર્શ કરવામાં કેટલો બધો આનંદ રહેલો છે? તેનો અનુભવ મને ત્યારેજ થયો. પણ જેલની ભૂમાતાનો સ્પર્શ એવો કાંઇ કોમળ ન હતો. તેથી ઉંઘમાં ખલેલ પડતી અને છેવટ કામળાનો આશ્રય લેવો પડતો. કોઇ દિવસ વરસાદ પડતો ત્યારે બહુ મઝા પડતી. પણ તેમાં મોટી પીડા એ હતી કે, વરસાદ અને વાવાઝોડાને લીધે પુષ્કળ ધૂળ, પાંદડાં ને તણખલાં વગેરે તાંડવનાચ કરતાં કરતાં મારા પાંજરામાં આવી, પાણી ઉપર આમ તેમ તરવા લાગતાં, ત્યારે રાત્રે ભીનો કામળો લઇ કોટડીના ખૂણામાં ભરાઇ જવા સિવાય બીજો આરો ન હતો. કુદરતની આ લીલા પૂરી થયા પછી પણ પાણીથી ભીંજાએલી જમીન સૂકાઇ ન જાય ત્યાં સુધી ઉંઘની આશા છોડી, વિચારનો આશ્રય લેવો પડતો. કારણ જ્યાં ટોપલી મૂકાતી, તે એકજ જગા કોરી રહેતી. પણ ત્યાં કામળો પાથરવાની મરજી થતી નહિ. આ બધી અડચણો પડવા છતાં હું વરસાદ અને વાવાઝોડાને વધાવી લેતો હતો. કારણ ઘણી ચોકખી હવાનો સંચાર થવાથી કોટડીની ગરમી દૂર થઇ જતી. મેં અલીપુરની સરકારી હોટેલનું જે

વર્ણન કર્યું છે અને આગળ જતાં પણ કરીશ તે મારી હેરાનગતિનાં રોદડાં રડવા માટે નથી, પણ એ બતાવવા માટે છે કે સુધરેલા ગણાતાં બ્રિટિશ રાજ્યમાં કાચા કેદીઓ સાથે કેવું અજબ પ્રકારનું વર્તન ચલાવવામાં આવે છે અને તેથી નિરપરાધી લોકોને કેવી હાડમારીઓ વેઠવી પડે છે!

મેં બતાવી તે બધી હાડમારીઓ ખરેખર મોજૂદ હોવા છતાં મને ફક્ત એકેક દિવસ હેરાનગતિ લાગી, પણ ત્યાર પછી—ચાથી તે આગળ લખીશ—મારૂં મન આ બધાં દુઃખોની પાર થઇ પીડા ભોગવવા સમર્થ થઈ ગયું. તેથી જ્યારે જ્યારે મને જેલ યાદ આવે છે, ત્યારે ત્યારે શોક થવાને બદલે મને ફક્ત હસવું જ આવે છે. શરૂઆતમાં જ્યારે જેલનો વિચિત્ર પોશાક પહેરાવી મને પાંજરામાં બેસારવામાં આવ્યો, ત્યારે પણ મારા મનમાં આવીજ લાગણી ઉત્પન્ન થઇ હતી. હું તે જોઇને મનમાં ને મનમાં હસવા લાગ્યો. હું અંગ્રેજ લોકોનો ઇતિહાસ અને તેમના આજકાલના ઢંગ જોઇને તેમની વિચિત્ર અને ભેદભરી રીતભાતને પહેલેથીજ પામી ગયો હતો. તેથી મારા તરફ તે લોકોનું આવું વર્તન જોઇને મને કાંઈ આશ્ચર્ય કે દુઃખ થયું નહિ. સાધારણ દૃષ્ટિએ જોતાં અમારી સાથે તેમણે આવું વર્તન ચલાવ્યું તે ઘણું નિંદ્ય અને હલકું ગણાય. અમે બધા ખાનદાન કુટુંબના નબીરા હતા. ઘણા મોટમોટા જમીનદારોના દીકરા હતા. કેટલાએ વંશ, વિદ્યા, ગુણ અને ચારિત્ર્યમાં ઈંગ્લાંડના ઉંચામાં ઉંચા દરજ્જાના માણસોના સમોવડીઆ હતા. સ્વદેશ માટે પરદેશી રાજ્યના નોકરો સાથે લડાઇની તૈયારીઓ કરવી અથવા લડાઈનું કાવતરૂં રચવું એવો અમારાપર આરોપ હતો. વળી ઘણાએ માણસોનું દોષિત સાબીત થવું અસંભવિત હતું. કારણ ફક્ત પોલીસની શંકાપરથીજ અમને પકડવામાં આવ્યા હતા. આવા સંજોગોમાં અમને ચોરલૂંટારાની માફક પાંજરામાં પૂરી

પશુઓ પણ ન ખાય તેવો ખોરાક આપવાથી, પાણીનું દુઃખ, ભૂખ, તરસ, તડકો, વરસાદ, ગરમી વગેરે સહન કરાવાથી બ્રિટિશ અમલદારો અને બ્રિટિશ પ્રજાની આબરૂમાં કાંઇ વધારો થયો નથી પણ તે તો તેમના પ્રજા તરીકેના લક્ષણનો દોષ છે. અંગ્રેજોના શરીરમાં ક્ષત્રિયોચિત ગુણ હોવા છતાં પોતાના શત્રુ અથવા વિરોધીઓની સાથે વર્તતી વખતે તે લોકો પાકા વાણીઆજ બની જાય છે.

મારા મનમાં એકે વાતનો કંટાળો આવ્યો જ નહિ. પણ મને એ જોઇને આનંદ થયો કે મારામાં અને મારા દેશના સાધારણ અભણ માણસોમાં કાંઈ તફાવત ગણવામાં આવ્યો ન હતો. આ બધી વાતોની માતૃભૂમિના પ્રેમમાં આહુતિ આપી, મેં તે વખતને યોગસાધન અને દ્વન્દ્વ ભાવનો જપ કરવાનો અપૂર્વ અવસર માની લીધો. વળી પ્રજાસત્તાક રાજ્ય અને ગરીબ તથા પૈસાદાર સૌનો સમાન હક એ બે બાબતો અમારા રાજકીય મતમાં મુખ્ય હતી. તે મતને આચારમાં ઉતારવાના ઇરાદાથી રાષ્ટ્રીય મહાસભા માટે સુરત જતી વખતે અમે બધા ગાડીના ત્રીજા વર્ગના ડબામાં બેઠા હતા, અને ઉતારા માટે પણ નેતાઓએ પોતપોતાની અલાયદી ગોઠવણ ન કરતાં બધાની સાથેજ મુકામ નાંખ્યો હતો. પૈસાદાર અને ગરીબ, બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્ર, બંગાળી, મરાઠા, પંજાબી અને ગુજરાતી—સર્વ ભાઈચારાથી એકઠા રહેતા હતા, જમીનપર સુતા હતા, દાળ, ભાત, દહીં ખાતા હતા, બધી રીતે પૂરા સ્વદેશી હતા. કલકત્તા અને મુંબઇના વિલાયત જઈ આવેલા લોકો અને મદ્રાસના ટીલાવાળાં બ્રાહ્મણો દૂધમાં સાકરની માફક ભળી ગયા હતા. આ અલીપુરની જેલમાં રહેતી વખત મારા દેશના કેદી—ખેડુત, લુહાર, કુંભાર, ઢેડ વગેરે સૌને સરખો ખોરાક, સરખું રહેવાનું, સરખું સુખદુઃખ, સરખું માનઅપમાન મળતું જોઇને મને લાગ્યું, કે આ સમાનવાદ, આ એકતા અને આ આખા દેશમાં ફેલાઈ ગયેલ ભાઈચારાની મારફત સૌનાં અંતકરણમાં વસી રહેલ

નારાયણ મારી જીંદગીને સાર્થક કરી રહેલ છે. મારી સાથેના કેદીઓ અને બીજા કેદીઓનું માયાળુ વર્તન અને સરકારી અમલદારોએ જેલમાં કરેલ આવી સંકોચવાળી ગોઠવણ જોઇને હૃદયમાં તે પવિત્ર દિવસનું ભાન જાગ્યું કે જે દિવસે માતૃભૂમિ રૂપી જગદંબાના પવિત્ર મંડપમાં દેશના એકેએક દરવાજાનાં માણસો ભાઇચારાથી એકપ્રાણ થઇ દુનિયાની સામે ઉંચું માથું રાખી ઉભા રહેશે. તે દિવસનો વિચાર આવતાં હું વારંવાર આનંદમાં આવી જતો. થોડા દિવસ પર મેં જોયું કે પૂનાના 'ઇંડીઅન સોશીઅલ રીફોર્મર' નામના પત્રે મારૂં એક સાધારણ વાક્ય "આજકાલ જેલમાં પ્રભુપ્રેમ વધારે દેખાય છે" તે પર મશ્કરી ઉડાવી હતી. અફસોસ! માનના ભૂખ્યા, અલ્પજ્ઞાન તથા લગીર સદ્‌ગુણ ધરાવનાર માણસોના અભિમાન અને અહંકાર પર શોક થાય છે. જેલમાં, ઝુંપડીમાં અને આશ્રમમાં વસતા દુઃખીઓનાં હૃદયમાં જો પ્રભુપ્રેમનો પ્રકાશ ન થાય તો શું ધનિકોના વિલાસ-ભવનોમાં અથવા સુખની પાછળ ફાંફાં મારનાર, સ્વાર્થમાં અંધ બની ગયેલા, દુનિયાદારી માણસોના ગાદીતકીઆમાં તેનો પ્રકાશ હોવો સંભવિત છે? ઇશ્વર વિદ્વતા, આબરૂ, માનઅકરામ અને ઉપરની ટાપટીપ જોતો નથી. તે તો દુઃખીઆ પાસે દયાળુ માના રૂપમાં પ્રકટ થાય છે. જે લોકો માણસ માત્રમાં, દેશબંધુઓમાં દીન દુઃખી લોકોમાં, ગરીબોમાં, પાપીઓમાં અને અધમ આચરણ કરનારાઓમાં પણ પ્રભુને જુવે છે અને તે પ્રભુની સેવામાં પોતાનું જીવન અર્પણ કરે છે, તેમના હૃદયમાં પ્રભુ વાસ કરે છે અને જે લોકો અવનતિમાં આવી પડેલ દેશની સેવા કરે છે, તે લોકોના એકાંત કેદખાનામાં પ્રભુપ્રેમનો પ્રકાશ હોવાનો વધારે સંભવ છે.

જેલર આવીને જ્યારે કામળા અને થાળીની ગોઠવણ કરી ગયો ત્યારે હું તે કામળાપર બેસી જેલના દેખાવો જોવા લાગ્યો. લાલ બજારના કેદખાના કરતાં આ એકાંતકેદની કોટડી સારી લાગતી

હતી. લાલ બજારનો ઓરડો બહુ મોટો હોવાથી એકાંતના વિસ્તારમાં ઉમેરો થતો હતો. પણ આ નાનીશી કોટડીની દિવાલો મારી પાસે મને ભેટવા આવતી હોય એમ મને લાગતું ! લાલ બજારના બીજા માળના ઓરડાની ઉંચી ઉંચી બારીઓમાંથી આકાશ દેખાતું હતું. પણ અહીં ચોકનો દરવાજો ઉઘાડો રહેતો હતો, જેથી સળીઆની અંદર બેઠાં બેઠાં જેલની બહારનું ખુલ્લું મેદાન અને આવતા જતા કેદીઓ દેખાતા હતા. ચોકની ભીંતપર એક ઝાડ હતું. તેની લીલી ઘટા મારી આંખો અને હૃદયને ઠારતી હતી. "ડિક્રી" ના છ કોટડીઓની સામે પહેરેગીર ફર્યા કરતો હતો. અનેકવાર તેનાં મોં અને પગલાંનો અવાજ વ્હાલસોયા સગાના જેવો પ્રિય લાગતો હતો.

પાસેની ગૌશાળાના કેદી મારી કોટડીની સામે થઇને ગાયોને ચરાવવા લઇ જતા. મને ગાયો અને ગોવાળીઆ જોવામાં દરરોજ મજા પડતી. અલીપુરની જેલમાં હું એક અપૂર્વ પ્રેમનો પાઠ શીખ્યો. અહીં આવ્યા પહેલાં મારો પ્રેમ બહુ થોડાં માણસોમાં બંધાઇ ગયો હતો. અને પશુપક્ષિઓની તરફ પ્રેમનો ઝરો બિલકુલ વહેતો જ ન હતો. મને યાદ છે કે રવીન્દ્રબાબુની એક કવિતામાં ભેંસના તરફ ગામડાંના બાળકોના ગાઢ પ્રેમનું બહુ સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. તે કવિતા વાંચી ત્યારે હું તેનો ભાવ ઝીલી શક્યો નહોતો. અને મને તે વખતે તેમાં અતિશયોક્તિ અને અસંભવિતતા લાગતાં હતાં. પણ હવે તે કવિતા વાંચતાં મારા મનમાં જુદી જ જાતની લાગણી થાય છે. અલીપુરમાં રહીને હું શીખ્યો કે દરેક જાતના જીવજંતુઓ તરફ માણસના હૃદયમાં કેવો ગાઢ પ્રેમ ઉપજી શકે છે, અને કદિ કદિ ગાય, જંતુ અથવા કીડીને પણ જોવાથી માણસનું હૃદય કેવું આનંદસાગરમાં ઝોલાં ખાય છે.

જેલમાં પહેલો દિવસ બહુ શાંતિમાં ગયો. ચારે તરફ નવી નવી ચીજો જોઈ મનમાં બહુ આનંદ થતો હતો. લાલ બજારની ચોકી

સાથે આને સરખાવતાં મને આ દશાજ વધારે મીઠી લાગતી હતી. તે સાથે વળી ઇશ્વરપર મને આસ્થા હતી. તેથી એકાંતમાં પણ બહુ દુઃખ ન લાગતું. જેલનો ચિત્રવિચિત્ર ખોરાક જોઇને મારૂં મન જરાએ ડગ્યું નહિ. મોટા મોટા ચોખા, તેમાં માટી, કાંકરા, મંકોડા, વાળ વગેરે તરેહ તરેહના મસાલા પડેલા; ફીકી દાલ, જેમાં ઝાઝું તો પાણી જ હોય; શાકની જગાએ ઉખાઇ ગયેલ ઘાસ અને પાંદડાં, એ અમારો ખોરાક. માણસનું ભોજન આવું બેસ્વાદ અને અસાર પણ બનાવી શકાય છે તે મને અગાઉ બિલકુલ માલુમ ન હતું.

એ કાળું કોલસા જેવું ભાજીનું શાક જોઇને હું હેબકાઈ ગયો. એક બે કોળીઆ ખાઈ મેં માનપૂર્વક તેને નવગજના નમસ્કાર કર્યા. બધા કેદીઓને એક જ જાતનું શાક મળે છે. અને એકવાર જે શાક મળવા માંડયું, તે અનંતકાળ સુધી ચાલ્યાં જ કરે છે. આ વેળા ભાજીનું રાજ ચાલતું હતું. દિવસ ગયા, પખવાડિયાં ગયાં, મહિના ગયા, પણ બન્નેવાર એની એ દાળ, એનો એ ભાત અને એ જ ભાજીનું શાક. વસ્તુ બદલાવાની વાત તો બાજુએ રહી, પણ તેના દેખાવમાં પણ ફેરફાર થતો ન હતો. તે બધાનું એકજ નિત્ય, સનાતન, અનાદિ, અનંત, અદ્વિતીય સ્વરૂપ રહ્યા કરતું. બે દિવસમાં જ કેદીને આ નાશવંત માયાનું ખરૂં સ્વરૂપ જણાઈ આવતું હતું. ખોરાકની બાબતમાં પણ મારૂં ભાગ્ય બીજા કેદીઓ કરતાં કંઇક ચઢીઆતું હતું. તેનું કારણ ડાકટર સાહેબની દયા હતી. તેણે મારે માટે ઇસ્પિતાલમાંથી દૂધની ગોઠવણ કરી દીધી હતી. જેથી હું કેટલાક દિવસ સુધી ભાજીનાં દર્શનથી બચી ગયો.

પહેલી રાત્રે હું જરાક વ્હેલો સુઇ ગયો. પણ શાંત ઉંઘ લેવી એ એકાંતકેદના નિયમોની વિરૂદ્ધ છે. શાંત ઉંઘ લેવાથી રખેને લાલસા જાગૃત થઈ જાય, તેથી એવો નિયમ રાખવામાં આવ્યો છે કે જેટલી વાર પહેરા બદલાય, તેટલી વાર જોરથી બૂમો પાડી કેદીને

પણ ઉઠાડવો અને કેદી જવાબ ન દે ત્યાંસુધી તેનો કેડો મૂકવો નહિ. જે લોકો છ 'ડિકી' ની તરફ પહેરો ભરતા હતા, તે ક્યારેક કયારેક આ ફરજનું પાલન કરવાનું છોડી દેતા હતા. સિપાઇઓમાં કઠોરતાથી ફરજ બજાવવી એને બદલે દયા અને લાગણીજ વધારે દેખાતી હતી–ખાસ કરીને હિન્દુસ્તાની સિપાઇઓમાં. પણ કેટલાક સિપાઇઓ પોતાની ફરજ ભૂલી શકતા નહિ. અમને જગાડીને પૂછતા, " બાબુ ! ઠીક છો ને ? " આવી રીતની કવખતની ખબરઅંતર હરવખત ગમે એવી વાત ન હતી. પણ હું જાણતો હતો, કે જે લોકો આમ કરતા હતા તે બીચારા ભોળે ભાવે માત્ર નિયમનું પાલન કરતા હતા. તેમનું જગાડવું દરરોજ બહુ આકરૂં લાગવા છતાંયે મેં કેટલાક દિવસ સહન કર્યું, પણ છેવટે મારી ઉંઘનો ભંગ થવા ન દેવાની ખાતર મારે તેમને ચેતવવા પડયા; બે ચાર વાર ચેતવણી આપ્યા પછી રાત્રે ખબરઅંતર પૂછવાનો ચાલ બંધ થઇ ગયો.

બીજે દિવસે સવારે ચાર વાગે જેલનો ઘંટ થયો. એ કેદીઓને જગાડવાનો પહેલો ઘંટ હતો. એ પછી કેટલીક મિનિટે બીજો ઘંટ વાગે છે એટલે કેદીઓ હારબંધ બહાર આવે છે, અને હાથમાં ધોઈ લપસી ખાઈ કામ શરૂ કરે છે. ઘંટના અવાજમાં ઉંઘ આવી શકશે નહિ એમ ધારી હું પણ ઉઠી બેઠો થયો. પાંચ વાગે જેલનો દરવાજો ઉઘાડવામાં આવે છે. હું પણ હાથમોં ધોઈ કોટડીમાં આવી બેઠો. થોડી જ વારમાં લપસી મારા બારણામાં આવીને હાજર થઈ પણ એ દિવસે મેં તે ખાધી નહિ. ફક્ત આંખોથી તેને જોઇ જ લીધી. કેટલાક દિવસો ગયા પછી એક વાર મેં આ દિવ્ય અન્નનો સ્વાદ અનુભવ્યો. જેલની ભાષામાં લપસીનો અર્થ ઘી વિનાની રાબડી એવો થાય છે. તે કેદીઓનો સવારનો નાસ્તો છે. લપસીનાં ત્રણ સ્વરૂપો અથવા અવસ્થાઓ છે. પહેલે દિવસે લપસીનો પ્રાગ્ભાવ એટલે કોઈ પણ જાતના ભેળસેળ વિનાનો મૂળ પદાર્થ–શુદ્ધ શિવમૂર્તિ નજરે

પડી. બીજે દિવસે લપસી હિરણ્યગર્ભ દાળ સાથે રંધાઇ, પીળા રંગની અનેક ગુણવાળી ખીચડીના સ્વરૂપે પ્રકટ થઈ. પણ ત્રીજે દિવસે ધૂમાડાના રંગની લપસીનું વિરાટ્ સ્વરૂપ, જેમાં ગોળ ભેળવવામાં આવ્યો હતો, તે નજરે પડ્યું. તે લપસી કાંઇક માણસને ખાવા લાયક ખરી. પ્રાજ્ઞભાવ અને હિરણ્યગર્ભ સાધારણ માણસને માટે નથી એમ માની મેં ન ખાધી, પણ વિરાટ્‌ના કોઈ કોઈવાર એક બે કોળિયા પેટમાં નાંખતો, અને બ્રિટિશ રાજ્યનું મોટું દિલ અને પશ્ચિમના સુધારાના વિશ્વપ્રેમનો ઉંચો આદર્શ જોઇ આનંદમાં મગ્ન થઈ જતો. ફક્ત લપસી જ બંગાળી કેદીઓને પોષણ આપે એવો ખોરાક છે. બીજી બધી વસ્તુઓ તો તદ્દન સારહીન હોય છે. પણ લપસીનો સ્વાદ એવી જાતનો હોય છે કે ફક્ત કકડીને ભૂખ લાગી હોય ત્યારે જ ખાઈ શકાય છે–અને તે પણ મનને મુશ્કેલીએ મારી મારીને.

તે દિવસે હું ૧૧।। વાગે ન્હાયો. શરૂઆતમાં ચાર પાંચ દિવસ ઘેરથી પહેરીને આવ્યો હતો તેજ કપડાં મેં પહેરી રાખ્યાં, પણ ગૌશાળાનો બુઢ્ઢો દારોગો જેનું કામ મારીપર નજર રાખવાનું હતું, તે એક નાનકડી દોઢેક હાથ પહોળી લંગોટી ન્હાતી વખતે પહેરવા ખોળી લાવ્યો. મારૂં એકનું એક લૂગડું સુકાઈ જાય ત્યાંસુધી હું તે લંગોટી પહેરીને બેસી રહેતો. મારે મારૂં ધોતિયું ધોવું અથવા વાસણ માંજવા પડતાં ન હતાં, કેમકે એ કામ ગૌશાળાનો એક કેદી મને કરી આપતો. બપોરે ૧૧ વાગે ખાવાનું મળતું. કોટડીનો અંદરનો ભાગ ખરાબ ન થાય તે માટે તડકોતેજ સહીને પણ હું ચોકમાંજ ખાવા બેસતો. પહેરેગીરો પણ તેમાં કોઇ જાતની અડચણ કરતા નહિ. સાંજે પાંચ સાડા-પાંચ વાગે વાળુનું ભાણું મળતું. ત્યાર પછી બારણું ઉઘાડવાની સખ્ત બંધી હતી. સાંજના સાત વાગે ઘંટ થતો હતો. તે વખતે જમાદાર

દારોગો કેદીઓને એકઠા કરી મોટેથી બધાનાં નામ પોકારતો. ત્યાર પછી કેદીઓ પોતાપોતાને ઠેકાણે જતા રહેતા. થાકયાપાકયા કેદીઓ તે વખતે નિદ્રાદેવીનું આરાધન કરી જેલખાનાના એક માત્ર સુખનો અનુભવ કરતા હતા. જેમનાં હૃદય પોચાં હતાં તે એ વખતે પોતાનું દુર્ભાગ્ય અને જેલનાં ભાવિ કષ્ટોનો વિચાર કરી કરી રડવા બેસતા હતા. ભક્તલોક રાતની શાન્તિમાં ઇશ્વરની સમીપતાનો અનુભવ કરતા અને ધ્યાન અથવા પ્રાર્થનામાં લાગી જઇ આનંદ માણતા. અલીપુરની જે જેલ અભાગી, પતિત, અને દુઃખી એવા ત્રણ હજાર ઇશ્વરના જીવોને માટે મહા પીડાનું સ્થાન હતું, તે રાત્રીના વખતે તદ્દન શૂન્યકાર થઇ જતી હતી.

આ કેસમાં મારી સાથે જે લોકો પકડાયા હતા તેમની સાથે મળવાનું મારે બહુ થોડી વાર બનતું. તેમને એક જુદી જગાએ રાખવામાં આવ્યા હતા. ૭ ડિક્રીની પછવાડે બીજી નાની નાની કોટડીઓની બે હારો હતી. તે બન્ને હારોમાં બધી મળી ૪૪ કોટડીઓ હતી. તેથી તેમને ૪૪ ડિક્રી કહેતા. ડિક્રીની એક હારમાં આ કેસના ઘણા ખરા કેદીઓ રહેતા હતા. તે લોકો નાની નાની કોટડીમાં રહેતા હતા, છતાં એકાંતવાસનું દુઃખ તેમને ન હતું, કારણ અકેક કોટડીમાં ત્રણ ત્રણ માણસો રહેતાં હતાં. જેલની બીજી બાજુએ એક ડિક્રી હતી તેમાં બાર બાર માણસો રહેતાં હતાં. નશીબજોગે જેમને આ ડિક્રી મળતી હતી તે લોકો વધારે સુખી હતા. તે ડિક્રીમાં એક ઓરડામાં ઘણા માણસો રહેતા તેથી તેમને રાત દિવસ વાતચીત કરવાનો અવસર મળતો અને સોબત મળવાથી તેઓ બહુ સુખમાં પોતાના દિવસ વીતાડતા. પણ તે લોકોમાં એક માણસ આ સુખથી વંચિત હતા. તે હેમચન્દ્રદાસ.

મારી સમજમાં એ વાત ઉતરી શકતી નથી કે અધિકારીઓને

તેમની એટલી બધી બીક શા માટે હતી ? અથવા તેમનાપર એટલો બધો રોષ તે શા માટે રાખતા હતા ? તે લોકોએ એટલા બધા માણસોમાંથી એકાંતકેદનું દુઃખ ભોગવવા માટે ફક્ત તેમને જ ચુંટી કાઢ્યા. હેમચન્દ્રદાસ પોતે પણ જાણતા હતા કે પોલિસ જ્યારે ગુન્હાનો સ્વીકાર કરાવી શકી નહિ ત્યારે તેમના પર ઘણી ગુસ્સે થઈ હતી. તેમને આ ડિક્રીની એક બહુ નાની કોટડીમાં પૂરી તેનો બહારનો દરવાજો બંધ કરી દેવામાં આવ્યો હતો. હું ઉપર કહી ગયો છું કે એકાંતકેદનું આ છેલ્લું પગથિયું છે.

વખતો વખત પોલીસ અનેક જાતના અને અનેક રૂપના સાક્ષીઓ લાવી લાવી ઓળખાવવાનો પ્રયત્ન કરતી હતી. તે વખતે બધાને ઓફીસ સામે લાંબી હાર કરી ઉભા રહેવું પડતું. જેલના અધિકારીઓ અમારી પાસે જેલના જુદા જુદા મુકદ્દમાના આરોપીઓને લાવીને તેમની સાથે ઉભા રાખી અમને ઓળખાવતા. તે આરોપીઓમાં ભણેલ અથવા ખાનદાન માણસ એકે ન હતો. તે લોકોની સાથે અમે એક હારમાં ઉભા રહેતા ત્યારે આ બે જાતના આરોપીઓમાં આસમાન જમીનનો તફાવત લાગતો. એક તરફ બંબ કેસમાં પકડાએલા બાળકોની તિક્ષ્ણ બુદ્ધિ અને તેમના તેજસ્વી ચ્હેરા, અને બીજી તરફ સાધારણ આરોપીઓનાં મેલાં કપડાં અને નિસ્તેજ મોં તે બધું જોઇને જે માણસ એમ ન બતાવી શકે કે કોણ કયા દરજ્જાનો છે, તેને અજ્ઞાન, અધમ અને મૂર્ખજ ગણી શકાય. આ ઓળખાવવાનું ફારસ આરોપીઓને પસંદ હતું. કારણ આ ફારસથી જેલના એકધારાજીવનમાં કાંઈ નવીનતા અથવા વિચિત્રતા આવતી હતી. સાથે સાથે એક બીજા જોડે વાતચીત કરવાનો પણ લાગ મળી જતો. એક દિવસ પકડાયા પછી આ રીતે મેં મારા ભાઇ બારીન્દ્રને પહેલ વહેલો જોયો. પણ તે વખતે મારે તેની સાથે કાંઇ વાત થઈ નહિ.

નરેન્દ્રનાથ ગુંસાઇ ઘણુંખરૂં આ વખતે મારી પાસેજ ઉભો રહેતો, તેથી મારે તેની સાથે વધારે ઓળખાણ થઈ. ગુંસાઈ લાંબો, ઘાટીલો, બળવાન અને ખુબસૂરત જુવાન હતો, પણ તેની આંખો ઉપરથી તેની બદદાનત દેખાઈ આવતી હતી. તેનામાં અને બીજા જુવાનીઆઓમાં બહુ તફાવત લાગતો. તેમના મ્હોંપર ઘણુંખરૂં ઉચ્ચ અને પવિત્ર ભાવો જ દેખાતા. તેમની વાતોમાં તિક્ષ્ણ બુદ્ધિ, જ્ઞાનની લાલસા અને મહાન નિઃસ્વાર્થતા તરી આવતાં. ગુંસાઇની વાતો પણ અણસમજુ અને ક્ષુદ્ર મનના માણસો જેવી હોવા છતાં તેજ અને સાહસથી પરિપૂર્ણ લાગતી. તેને આ વખતે પોતે છૂટી જશે એવી ખાત્રી હતી. તે કહ્યા કરતો, " મારા બાપ કોર્ટના કીડા છે. તેમને પોલીસ કદી પણ પ્હોંચી શકે એમ નથી; મારી જુબાની પણ મારી વિરૂદ્ધ જશે નહિ, અને એમ જ નક્કી થવાનું કે પોલીસે મને શારીરિક કષ્ટ આપીને મારી પાસેથી જુબાની લખાવી લીધી છે. " મેં પૂછ્યું "આ વાતનો સાક્ષી કોણ છે? " ગુંસાઇએ એવો જવાબ આપ્યો કે " મારા બાપે હજારો કેસ ચલાવ્યા છે. તે આ બધું ખૂબ સમજે છે. સાક્ષીની તે વળી ખોટ પડતી હશે? " આવી જાતના માણસો સરકારી બાતમીદાર (approver) બને છે.

આગળ મેં આરોપીઓનાં અનેક દુઃખ અને પીડાનું વર્ણન કર્યું છે. પણ સાથે એ પણ કહી દેવું જોઇએ, કે આ બધો દોષ જેલના પરાપૂર્વથી ચાલતા આવેલા રિવાજોનો છે. આ બધું દુઃખ જેલના કોઈ એકાદ માણસની કડકાઇ અથવા તેના હેવાનીયતભર્યાં સ્વભાવને લીધે નથી થતું. ઉલટું અલીપુર જેલમાં જે લોકો પર કામની જવાબદારી હતી, તે બધા ખાનદાન, દયાળુ અને ન્યાયી માણસો હતા. જો કોઈ જેલમાં કેદીઓને ઓછી પીડા મળતી હોય, અને યુરોપીય લોકોની જેલરચનાની પાશવ કઠોરતા જો દયા અથવા ન્યાયપરાયણતાના કારણને લીધે ઓછી થઇ

ગઈ હોય તો તે અલીપુરની જેલમાં અને એમર્સન સાહેબના રાજ્યમાં. આ જેલ ઉત્તમ હોવાનાં માત્ર બે મુખ્ય કારણો હતાં. એક જેલના અંગ્રેજ સુપ્રિન્ટેન્ડન્ટ એમર્સન, અને બીજું ઇસ્પીતાલના બંગાળી આસિસ્ટંટ ડાક્ટર વૈદ્યનાથ ચેટરજી–તેમના અસાધારણ ગુણ. તે બેમાં એક યુરોપમાં હાલ ભાગ્યે જ આચરવામાં આવતા ખ્રિસ્તિ ધર્મનો નમૂનેદાર અવતાર હતો, અને બીજો હિન્દુ ધર્મનો સાર, દયા અને પરોપકારની જીવતીજાગતી મૂર્તિ હતો. એમર્સનના જેવા અંગ્રેજ આજકાલ આ દેશમાં બહુ થોડા આવે છે, અને વિલાયતમાં પણ એવા માણસ ઓછા જન્મે છે. એક ખાનદાન ખ્રિસ્તિમાં જે ગુણો હોવા જોઇએ તે બધા તેનામાં દેખાતા હતા. તે શાન્ત, વિચારશીલ, દયાળુ અને ન્યાયપરાયણ હતો; હલકામાં હલકા માણસ તરફ પણ તે સલુકાઇ બતાવતો; દાંડાઇનો તેના સ્વભાવમાં છાંટો ન હતો. તે સીધો, ભોળો અને સંયમી પુરૂષ હતો. જો કોઇ દોષ કહી શકાય, તો તે એ જ કે તેનામાં કામ કરવાની શક્તિ અને ઉદ્યમ ઓછાં હતાં. સુપ્રિન્ટેન્ડન્ટનું બધું કામ છોડી, તે લહેર કર્યા કરતો પણ તેથી કાંઈ નુકશાન થતું હોય એમ મને લાગ્યું નહિ.

જેલર યોગેન્દ્ર બાબુ નિપૂણ અને લાયક માણસ હતો. બહુમૂત્રતાના રોગથી પીડાતો હોવા છતાં, તે જાતે બધા કામની દેખરેખ રાખતો. તે સાહેબના સ્વભાવથી સારી રીતે પરિચિત હતો, તેથી જેલમાં હમેશાં ન્યાયનું પાલન કરવાનો અને કઠોરતા ઓછી કરવાનો પ્રયત્ન કરતો. જો કે એમર્સનની મહત્તા તેનામાં નહતી, અને તે એક સાધારણ બંગાળી અને સરકારી નોકર હતો તોપણ સાહેબને રાજી રાખવાની કળા તેને આવડતી હતી. બહુ બાહોશી અને ખંતથી તે પોતાનું કામ કર્યે જતો હતો, અને સ્વભાવિકરીતેજ બહુ સલુકાઇ અને ધીરજથી કામ લેતો હતો. આ સિવાય બીજો કોઇ ખાસ ગુણ તેનામાં ન હતો. નોકરી તેને બહુ વહાલી લાગતી.

તે વખતે મે મહિનો ચાલતો હતો, અને તેને પેન્શન લેવાનો વખત પણ પાસે આવી લાગ્યો હતો. તે આશામાં ને આશામાં મગન થતો હતો કે જાન્યુઆરીમાં હું પેન્શન લઇ લાંબા વખતની મહેનતનું ફળ મેળવીશ—એટલે કે નિરાંતે આરામ ભોગવીશ.

અલીપુરની જેલમાં બંબ કેસના આરોપીઓ આવ્યા, ત્યારથી અમારા જેલર સાહેબ બહુ ગભરાયેલા અને ચિંતાતુર દેખાતા હતા. તે બિચારા વળી આ વિચાર કરતાં તો વધારે ગભરાયા કરતા, કે કોને ખબર છે કે આ બધા જલદ સ્વભાવના તેજસ્વી બંગાળી ક્યારે શું કરી બેસશે? તેઓ પોતાની બાબતમાં કહ્યા કરતા કે તાડના ઝાડની ટોચે પહોંચવામાં ફક્ત દોઢ ઇંચ બાકી છે. પણ એ દોઢ ઇંચમાંથી અર્ધુંજ તેઓ ચડી શક્યા. ઓગસ્ટના અંતે બુકાનન સાહેબે આવી જેલનો બંદોબસ્ત જોઇ બહુ સંતોષ જાહેર કર્યો. જેલર સાહેબ તો બહુ આનંદમાં આવી ગયા અને કહેવા લાગ્યા: " મારા રહેવા દરમ્યાન સાહેબની આ છેવટની મુલાકાત છે. હવે મારા પેન્શનની બાબતમાં કાંઈ ચિંતા કરવા જેવું રહ્યું નથી. " અફસોસ ! માણસ આંધળો છે. એક કવિએ ખરૂં કહ્યું છે, કે "ઇશ્વરે દુઃખી માણસોની ઉપર બે મોટા ઉપકાર કર્યા છે. પહેલો એ કે માણસને ઘોર અંધારાથી ઢાંકી રાખ્યો છે અને બીજો તેને દિલાસો આપનારી યાને ટાઢક કરનારી આંધળી આશા આપી છે." આ બનાવ પછી બે ચાર દિવસે નરેન્દ્ર ગુંસાઇ કનૈયાલાલ દત્તના હાથે માર્યો ગયો. બુકાનન સાહેબ વારંવાર જેલમાં આવવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે યોગેન્દ્ર બાબુને નોકરીમાંથી ફારેગ કરવામાં આવ્યા તેથી તેનો રોગ બહુ વધી ગયો અને તેનો દેહ છૂટી ગયો. આ પ્રમાણે જો એમર્સન સાહેબે દરેક કામ નોકરોપર ન છોડી દેતાં પોતે બધાં કામ પર દેખરેખ રાખી હોત તો તેના અમલમાં અલીપુરની જેલમાં વધારે સંસ્કાર અને ઉન્નતિનો સંભવ હતો. તે જે કામની તપાસ રાખતો

તે બહુ સારી રીતે પુરૂં કરાવતો. તેના સ્વભાવને લીધે જ જેલ શિક્ષાની જગા હોવા છતાં ગામના જેવી થઇ રહી હતી. આજ તે કોઇ બીજે ઠેકાણે ગએલ છે, છતાં તેની સાધુતાનું ફળ પૂરેપુરૂં નાશ નહિ પામ્યું હોય. તેની પછી આવનાર લોકો રૂપિયામાં દશ આના તે સાધુતાના ગુણનું અવસ્ય પાલન કરતા હશે.

જેલના જુદા જુદા ભાગોમાં કર્તાહર્તા યોગેન્દ્રનાથ જેમ બંગાળી હતા, તે જ પ્રમાણે ઇસ્પિતાલમાં પણ બંગાળી ડાક્ટર બાબુ વૈદ્યનાથ જ મુખ્ય હતા; તેનો ઉપરી ડાક્ટર ડેલી એમર્સનના જેવો દયાળુ તો ન હતો, પણ બહુ ખાનદાન અને સમજુ માણસ હતો. તે બાળકોની શાંત રીતભાત તથા આનંદી અને કલ્લાગરા સ્વભાવનાં બહુ વખાણ કર્યા કરતો અને નાની ઉમ્મરનાં બાળકોની સાથે ઠઠ્ઠામસ્કરી અને મોટા આરોપીઓની સાથે રાજનીતિ, ધર્મ અને ફીલસૂફીની ચર્ચા પણ કરતો. ડાક્ટર સાહેબ મૂળ આયર્લાંડનો વતની હતો, ને તે ઉદાર પ્રજાના ઘણા ગુણો તેનામાં ઉતરી આવ્યા હતા. તેનામાં નિષ્ઠુરતા નામે ન હતી. કોઈ કોઇ વાર ગુસ્સામાં આવી જઇને તે કડક વર્તન ચલાવતો, પરંતુ બીજા ઉપર ઉપકાર કરવો એ તેને બહુ ગમતું. તે જેલના કેદીઓની ચાલાકી અને તેમના બનાવટી રોગો હંમેશાં જોતો આવ્યો હતો, તેથી કોઇવાર એમ પણ બનતું કે તે ખરા રોગીને ખોટો ગણી કાઢતો; પણ રોગ બરાબર જાણ્યા પછી તે ઘણી દયા અને કાળજીથી રોગીના ભાળ રાખતો. મને એકવાર સાધારણ રોગ થયો. ચોમાસાનો સમય હતો તેથી ચારે તરફથી ભેજવાળી હવા કોટડીમાં આવતી હતી, છતાં ઇસ્પિતાલમાં જવાનું અથવા દવા પીવાનું મને ગમતું ન હતું. રોગ અને તેના ઉપચારની બાબતમાં મારો મત છેક બદલાઈ ગયો હતો, અને ઓસડ ખાવામાંથી મારી શ્રદ્ધા ઉઠી ગઈ હતી. મને તો લાગી ગયું હતું કે જો રોગ ભારે ન હોય તો કુદરતી ઇલાજોથી આરોગ્ય મળી શકે છે. વરસાદની હવા

લાગવાથી જે કાંઈ પીડા થઇ હતી તે યોગના બળથી દબાવી દઇ મારી યોગક્રિયાની પરીક્ષા કરી તેની સચ્ચાઈ સાબીત કરી જોવાનો મને શોખ થયો હતો. પણ ડાક્ટર સાહેબ મારી બહુ ફિકર કર્યા કરતા. તેણે બહુ આગ્રહ કરી મને ઇસ્પિતાલમાં જવાની જરૂર સમજાવી. હું ઇસ્પિતાલમાં ગયો, ત્યારે તેણે મારા ખાવાપીવામાં મારા કહેવા પ્રમાણે ઘરના જેવો બંદોબસ્ત કરવા બનતું કરવામાં મણા રાખી નહિ. તે મારી તરફ આદરભાવ પણ સારો રાખતો હતો. કદાચ જેલમાં જવાથી મારી તબીઅત પાછી લથડે, એવી શંકાથી તેણે મને આ સુખી દશામાં વધારે વખત રહેવાનો આગ્રહ કર્યો; પણ ઇસ્પિતાલમાં રહેવાની મારી મરજી ન હતી. તેથી હું તો જેલમાં પાછો ગયો. ડાક્ટર સાહેબની રહેમ સો પર સરખી ન હતી. ખાસ કરીને જાડા અને હૃષ્ટપુષ્ટ માણસો માંદા પડે તો તેમને ઇસ્પિતાલમાં રાખતાં તે ડરતો હતો. તે એવી ભ્રમણામાં હતો, કે જેલમાં જે કંઇ ઉત્પાત થાય તે કેવળ હૃષ્ટપુષ્ટ બાળકો જ કરે, પણ અન્તે તેથી ઉલટું જ થયું. ઇસ્પિતાલમાં જે બનાવ બન્યો તેના કરનાર રોગની જાળમાં ફસેલો, અતિશય દુર્બળ અને સુકલડી શરીર-વાળો સત્યેન્દ્રનાથ બસુ, અને રોગી, દૃઢ મનવાળો અને ઓછાબોલો કનૈયાલાલ દત્ત–એ બે હતા. ડાક્ટર ડેલીમાં અનેક ગુણો હોવા છતાં બાબુ વૈદ્યનાથ જ તેને સન્માર્ગે દોરનાર હતો. ખરૂં જોતાં બાબુ વૈદ્ય-નાથના જેવો ભલો માણસ મેં પહેલાં કદિ જોયો નથી, અને હવે પછી જોવાની આશા રાખતો નથી. જાણે ઉપકાર અને દયા કરવા માટે જ તેણે અવતાર લીધો હોય એમ લાગતું હતું. કોઇના દુઃખની વાત સાંભળતાં જ તે દુઃખ દૂર કરવા દોડવું એવો તેનો સ્વભાવ હતો.

આ દુઃખોથી સબડતા પૃથ્વી પરના નર્કમાં પડેલા પ્રાણીઓને સ્વર્ગનું સુખ આપવા માટે તે મથન કરતો હતો. કોઇ જાતની અગ-વડ, અન્યાય અથવા પીડા દૂર કરવાનો સોથી સારો અને સ્હેલો

ઉપાય એ હતો કે તે વાત ડાક્ટર બાબુના કાન સુધી પહોંચાડી દેવી. જો તે દૂર કરવાનું તેના હાથની વાત હોય તો તે દુઃખ દૂર થયું જ સમજવું. બાબુ વૈદ્યનાથનું હૃદય દેશભક્તિથી ભર્યું હતું, પણ સરકારી નોકર હોવાથી તે પોતાના હૃદયની લાગણીઓ દેખાડી શકતો નહિ. તેનામાં ફક્ત એક જ દોષ હતો, અને તે એ કે તે વધારે પડતી લાગણી બતાવી દેતો હતો. આ જાતનું વર્તન જેલના નોકરો માટે લાયક ન ગણાતું હોય, પણ ઉચ્ચ નીતિ પ્રમાણે માણસાઇનો પૂરો વિકાસ આમાં જ છે, અને ભગવાનને આ ગુણ જ બહુ વહાલો કહેવાય છે. તે સાધારણ કેદીઓમાં અને "વન્દેમાતરમ્"ના કેદીઓમાં કોઇ જાતનો ફરક રાખતો નહિ. કોઇને માંદો જોતાં જ તેને તે કાળજીપૂર્વક ઇસ્પિતાલમાં લઈ જઇ રાખતો, અને જ્યાં સુધી પૂરેપૂરો સાજો થાય નહિ ત્યાં સુધી તેને કાઢી મૂકવાની વાત કરતો નહિ. આ દોષથી જ તેને નોકરીમાંથી નીકળી જવું પડયું. ગુંસાઇના ખૂન પછી અધિકારીઓએ તેના પર શંકા લાવી અન્યાયી રીતે તેને બરતરફ કર્યો.

આ બધા અધિકારીઓની દયા અને માઇસાઇનું વર્ણન કરવું એ ખાસ જરૂરનું છે. અમારે માટે જેલમાં જે જે કાંઇ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તેનું વર્ણન હું પહેલાં જ કરી ગયો છું, અને આગળ જતાં પણ બ્રિટિશ જેલની પ્રથાની હેવાનિયતભરેલી નઠોરતા સાબીત કરવાનો પ્રયત્ન કરીશ. વાંચનાર આ નઠોરતાનું કારણ અધિકારીઓની બૂરાઇ હતું એમ માની ન લે, તે માટે મેં મુખ્ય અધિકારીઓના ગુણનું વર્ણન કર્યું છે. જેલનિવાસની શરૂઆતની હાલતના વર્ણનમાં આ લોકોના બધા ગુણોની વધારે સાબીતી જડી આવશે.

એકાન્ત કેદખાનામાં પહેલે દિવસે મનની જે દશા હતી તેનું વર્ણન હું કરી ચૂકયો છું. અહીં મારે કેટલાક દિવસ, ચોપડી વગેરે

કાંઇપણ જરૂરી સાધન વિના ગાળવા પડ્યા. ત્યાર પછી એક દિવસ એમર્સન સાહેબે આવીને મને ઘેરથી ધોતિયાં, પહેરણ અને વાંચવાની ચોપડીઓ મંગાવવાની રજા આપી. મેં જેલના અધિકારીઓ પાસેથી ખડીઓ કલમ અને જેલની છાપવાળો કાગળ મંગાવી એક ચિઠ્ઠી મારા પૂજ્ય માસાજી-"સંજીવની' પત્રના તંત્રી પર લખી અને ધોતિયાં, પહેરણ અને વાંચવાનાં પુસ્તકોમાં ગીતા અને ઉપનિષદ્ મંગાવ્યાં. બે ચાર દિવસ પછી તે ચોપડીઓ મને મળી ગઇ. તે અગાઉ એકાંતકેદનો ખરો અર્થ સમજવાનો મને પૂરતો અવસર મળી ચૂક્યો હતો. મને સમજાઇ ગયું કે આ જાતના કેદખાનામાં પાકટ અને વખણાએલી બુદ્ધિ પણ કેમ બહેર મારી જાય છે, અને માણસ થોડાજ દિવસમાં ગાંડા જેવો કેમ થઈ જાય છે. પણ તે સાથે મને એમ પણ લાગ્યું, કે આ જાતની એકાંતકેદમાં જ માણસને ભગવાનની અપાર દયાનો અનુભવ કરવાનો અને તેની સાથે એકતા અનુભવવાનો દુર્લભ અવસર મળે છે. જેલમાં આવ્યા પહેલાં અમે બધાએ એક કલાક સવારે અને એક કલાક સાંજે ધ્યાન કરવાનો રિવાજ રાખ્યો હતો. આ એકાંતકેદમાં બીજું કાંઈ કામ ન હોવાથી મેં ઘણોખરો વખત ધ્યાનમાંજ ગાળવાનો પ્રયાસ આદર્યો. પણ માણસનું ચંચળ ચિત્ત જે હજાર તરફ દોડતું રહે છે, તેને એકાગ્ર કરવું એ ટેવ વિનાના માણસો માટે સહેલું નથી. જેમ તેમ કરી દોઢ બે કલાક હું એકાગ્ર ચિત્ત રાખી શકતો, પણ અંતે મન અને શરીર બંને હારી જતાં. શરૂઆતમાં મને અનેક ચિંતાઓ રહ્યાં કરતી, પણ કેટલાક દિવસ પછી મારી તે ખાલી, નકામી, અસહ્ય ચિંતાઓ ધીરે ધીરે મારા મનમાંથી સરી જવા લાગી. મારી અવસ્થા એવી થઇ ગઇ કે જાણે હજારો અસ્પષ્ટ ચિંતાઓ મારા મનની કોટડીની આસપાસ ફર્યા કરતી હતી, પણ તેને અંદર દાખલ થવાનો દરવાજો બંધ હતો. એકાદ બે ચિંતાઓ દાખલ થવા પામી પણ ખરી, પણ હૃદયરૂપી રાજ્યને તદ્દન શૂન્યકાર જોઈ, ધીરેધીરે તે પણ ભાગવા માંડી. હું

સાવ નવરો અને લાચાર હતો તેથી મને બહુ મુંઝવણ થવા લાગી. કુદરતની શોભા જોઇ હૃદયને ઠારૂ એવી આશાથી મેં એકવાર બહાર નજર કરી જોઈ, પણ ત્યાં ફક્ત એકજ ઝાડ, જરા આકાશનો કકડો, અને જેલનો સોગીઓ દેખાવ એનું એ વારંવાર જોઇ માણસનું આવી સ્થિતિએ પહોંચેલું મન ક્યાં સુધી ધીરજ ધારી શકે? ભીંતો તરફ જોયું, જેલની તે સફેદ ભીંતો જોઈ મારૂં મન વિશેષ લાચાર થઈ જઈ માથારૂપી પાંજરામાં પછાડા મારવા લાગ્યું. હું ફરી ધ્યાન કરવા બેઠો; પણ કોઈ રીતે મન એકતાર થઇ શક્યું નહિ. ઉલટું એવી પરાણે મહેનત કરવાથી મારૂં મન વધારે બ્હેર મારી ગયું અને કાંઇ પણ કામધંધો નહિ હોવાને લીધે અંદરથી ચચરવા લાગ્યું. હું ચારે તરફ જોવા લાગ્યો. છેવટ મેં જોયું કે જમીન પર કેટલીક કાળી કાળી કીડીઓ પોતાના દર પાસે ફર્યાં કરતી હતી. તેનું ચલનવલન અને ટેવોનું અવલોકન કરવામાં મારો ઘણો વખત ચાલ્યો ગયો. તે પછી મેં જોયું કે કેટલીક નાની નાની લાલ કીડીઓ સાથે એ કીડીઓને લડાઈ શરૂ થઇ. લાલ કીડીઓ કાળી કીડીઓને કાપી કાપીને મારી નાંખવા મંડી. આવા જુલમનો ભોગ થઇ પડેલી કાળી કીડીઓનો હું જીવ બચાવવા લાગ્યો. મને આ એક કામ મળી ગયું અને વિચારને માટે પણ ખોરાક મળ્યો. મેં આ કીડીઓની મદદથીજ કેટલોક વખત ગાળ્યો. પણ લાંબા લાંબા દિવસો ગાળવાનું બીજું એકે સાધન ન હતું. હું મારા મનને ઘણુંએ સમજાવું, બળાત્કારે વિચારમાં પરોવું, છતાંયે મન વારંવાર બળવો કરી ઉઠતું અને હાહાકાર મચાવી મૂકતું. વખત તેને અસહ્ય બોજારૂપ થઇ પડી, ભારે દુઃખ આપી રહ્યો હતો. તે બોજા નીચે મન ચગદાવા લાગ્યું અને તેનામાં હવે શ્વાસ લેવાની પણ હાય રહી નહિ. જેમ સ્વપ્નમાં દુશ્મન હલ્લો કરે ત્યારે શ્વાસ રૂંધાઈ માણુસ મરવાની અણી પર આવે છતાં હાલવાચાલવાની અથવા હાથપગ ચલાવવાની શક્તિ પણ તેનામાં રહેતી નથી, એવી

મારી દશા જોઇ મને નવાઈ લાગી. મને ક્યારેય નવરા અથવા આળસુ બેસી રહેવું ગમતું નહિ છતાં મેં ઘણીવાર એકલા બેસી વિચારમાં ને વિચારમાં ઘણો વખત ગાળી નાંખ્યો છે. પણ આ વખતે કોણજાણે મનની કેવીએ નબળાઈ આવી ગઇ કે થોડા દિવસ એકાંત-કેદ ભોગવી એટલીવારમાં હું આટલો બધો અકળાઇ ગયો. મને ખાત્રી થઇ કે મરજીઆત એકાંતવાસ અને જબરદસ્તીના એકાંતવાસમાં ઘણો ફેર છે. ઘરમાં એકલા બેસી વખત વીતાડવો તે એક વાત છે, પણ બીજાની ઇચ્છાથી કેદખાનામાં એકાંતવાસ કરવો એ જુદી જ વાત છે. ઘરમાં મરજી થાય ત્યારે માણસની સોબતનો લાભ લઇ શકાય છે, પુસ્તકોનું જ્ઞાન અને તેની સુંદર ભાષા, મિત્રોની મીઠી વાતચીત, રસ્તાની ગડબડ તથા દુનિયાના તરેહવાર દેખાવોથી મનને રંજન અને હૈયાને ઠંડું કરી શકાય છે; પણ અહીં સખત નિયમોને વશ રહી બીજાની મરજી મુજબ આખી માણસજાતથી દૂર રહેવું પડે છે. કહેવત છે કે "એકલો રહી શકે તે દેવ છે કે હેવાન છે." આવો સંયમ માણસના ગજા ઉપરાંત છે. પહેલાં હું આ વાત માની શકતો ન હતો. પણ હવે હું સમજી શકું છું કે યોગ સાધનારાઓને માટે પણ આ સહેલું નથી. ઇટાલી દેશના રાજહત્યા કરનાર બ્રેશીની ભયાનક દશા આ વખતે મને સાંભરી આવી. નિષ્ઠુર ન્યાયાધીશોએ તેને મોતની સજા ન કરતાં સાત વર્ષની એકાંતકેદની સજા કરી હતી. એક વર્ષ પૂરું થયું નહિ એટલામાં તો તે ગાંડો થઇ ગયો. પણ તે તો આટલા દહાડાએ કાઢી શક્યો હતો. શું મારૂં મનોબળ તેના કરતાંયે ઓછું? તે વખતે મને ન સમજાયું કે ભગવાન મારી સાથે ફક્ત રમત રમી રહ્યા છે, અને રમતના બ્હાના તળે મને ઉપયોગી આકરી તાલીમ દઈ રહ્યા છે. પહેલી વાત તે એ કે દૃઢ મનના કેદીને એકાંતકેદમાં જીવનના રહસ્યના વિચારો આવવા માંડે છે. ભગવાને આ બધું દેખાડીને મને એકાંતકેદની પાશવ નઠો-

વિરોધી બનાવી દીધો, જેથી હું મારી બધી શક્તિ વાપરી મારા દેશબાંધવોને અને દુનિયાના માણસોને આ અન્યાયી જેલવ્યવસ્થા સામેનો વિરોધ બતાવી શકું, અને તેમને જેલની દયાળુ ગોઠવણના હિમાયતી કરી શકું મને યાદ આવે છે કે પંદર વર્ષ પહેલાં જ્યારે હું વિલાયતથી દેશમાં પાછો આવ્યો, ત્યારે મુંબઇના " ઇન્દુપ્રકાશ " નામના પત્રમાં મેં કોન્ગ્રેસની જાચકવૃતિ (Begging Policy)ની વિરૂદ્ધ સખત દલીલોવાળી લેખમાળા શરૂ કરી તે વખતે સ્વ. મહાદેવ ગોવિંદ રાનડેએ નવયુવાનોના મનપર લેખોની થતી અસર જોઈ લેખો બંધ કરાવવાના હેતુથી મને શિખામણ આપી હતી. તેમણે જેલની વ્યવસ્થામાં સુધારો કરવાનો ભાર મને સોંપવાની ખાહેશ બતાવી હતી. રાનડે સાહેબની આ એકાએક યુક્તિથી હું પણ બહુ ગુંચવાયો. મને તે ગમી નહિ તેથી તે ભાર મારાપર લેવાની મેં ના કહી દીધી. ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો કે તે વાત એક દૂર દૂરના ભાવિ બનાવની આગાહી આપતી હતી. અને એક દિવસ ઇશ્વર પોતે મને એક વર્ષ સુધી જેલનો અનુભવ આપી તેની વ્યવસ્થાની નિષ્ઠુરતા અને તેમાં સુધારો કરવાની જરૂર સમજાવશે. પણ મને એમ તો લાગે જ છે કે ચાલુ રાજ્યવ્યવસ્થામાં જેલમાં સુધારો થવો એ સ્હેલી વાત નથી. તોપણ સ્વરાજ્ય ભોગવતા ભારતવર્ષમાં પણ કદાચ આ વિદેશી સુધારાની નારકીય અસર રહી ન જાય, તે માટે આમાં સુધારો કરાવવા માટે પ્રયાસ કરવાનું મારા અંતરાત્મા રૂબરૂ મેં જેલમાંજ પણ લીધું. ભગવાનની બીજી મરજી મને એકાંતવાસની ટેવ પડાવવાની હતી. જે માણસ યોગ સાધવા ઇચ્છે છે તેને એકાંતવાસ કે વસ્તીમાં વાસ બન્ને સરખાં લાગવાં જોઇએ, અને બન્યું પણ એવુંજ કે મારી આ નબળાઈ થોડાજ દિવસોમાં ચાલી ગઇ. હવે મને એમ લાગે છે કે જો હું દશ વર્ષ એકલો રહું તો પણ મારૂં મન રજ પણ ગભરાય નહિ. મંગળમૂર્તિ ઇશ્વર અમંગળમાંથી પણ મંગળ પેદા કરે છે.

ત્રીજી શિખામણ મને એ મળી, કે માત્ર મારા જ પ્રયત્નથી યોગ-સાધના થાય નહિ. ઇશ્વરમાં પૂર્ણ શ્રદ્ધા અને તેને ખોળે બધું ધરી દેવું, એ જ સિદ્ધિ મેળવવાનો ઉપાય છે. ભગવાન પોતે પ્રસન્ન થઇ જે બળ, સિદ્ધિ અથવા આનંદ આપે તેનો ઉપયોગ કરી, તેનાજ કામમાં મંડયા રહેવું એ મારા જીવનનો હેતુ હોવો જોઇએ. જ્યારથી અજ્ઞાનનું અંધારૂં ઘટવા માંડયું, ત્યારથી જ હું જગતની ઘટમાળ જોઈ, મંગળમય શ્રીહરિનું આશ્ચર્યમય, અનંત, મંગળ સ્વરૂપ સમજવા લાગ્યો. જગતનો કોઇ બનાવ એવો નથી–ચાહે તે નાનો હોય કે મોટો–કે જેની મારફત કોઈ શુભ કાર્ય થતું ન હોય. ભગવાન હંમેશાં એક કામથી અનેક હેતુઓ સાધે છે. આપણને ઘણીવાર દુનિયામાં એક આંધળી શક્તિ દોડાદોડ કરી રહી લાગે છે, ત્યારે ભગવાનનો તેમાં સમાયેલો શુભ ઉદ્દેશ સ્વીકારવાને બદલે આપણે તેની બુદ્ધિનો દોષ કાઢીએ છીએ, અને કુદરતમાં શક્તિ નકામી વેડફાઇ જાય છે એમ કહીએ છીએ. આ માન્યતા ભૂલભરેલી છે. ઇશ્વરીય શક્તિ કદી આંધળી રીતે કામ કરતી નથી. તેની શક્તિના એક છાંટાનો પણ નાશ થતો નથી. પણ તે સંયમપૂર્વક થોડી મહેનતે એવાં એવાં ફળ નીપજાવે છે, કે જે માણસની કલ્પનામાં પણ આવી શકે નહિ.

મેં મનના અનેક વૃત્તિઓથી પીડાઇ કેટલાક દિવસો બહુ મુશ્કેલીમાં કાઢયા. એક દિવસ સાંજે હું કાંઇ વિચાર કરતો હતો. મારા મનમાં અનેક ચિંતાઓ ઉપજવા માંડી. ધીમે ધીમે તે બધી ચિંતાઓ એવી મેળ વિનાની થવા લાગી, કે ચિંતાઓની ઉપર બુદ્ધિનો કાબૂ મને નાશ પામતો લાગ્યો. પણ મન જરા ઠેકાણે આવ્યું ત્યારે મને યાદ આવ્યું, કે બુદ્ધિનો કાબૂ લોપ થવા છતાં બુદ્ધિ તો ઘડીવાર પણ લોપ અથવા ચલિત થઇ ન હતી, પણ શાન્ત રીતે મનની આ નવાઇની પ્રવૃત્તિ જોઇ રહી હતી. હું ગાંડો થઇ

જઇશ એવી બીકથી ગભરાઈ ગયેલો હોવાથી મને તે વખતે આ વાત સમજાઇ ન હતી. મારી બુદ્ધિને બહેકી જતાં બચાવી, તે ખાતર મેં અંતઃકરણપૂર્વક પ્રભુની પ્રાર્થના કરી. બરાબર તે જ વખતે મારા સમસ્ત અંતરમાં એક એવી શક્તિ ફેલાઇ, કે મારૂં આખું શરીર શીતળ થઈ ગયું. મારા બળતા હૈયામાં સુખ, આનંદ અને શાન્તિનો સંચાર થયો, અને મને અપૂર્વ આનંદનો અનુભવ થયો. જેમ એક બાળક બેફિકર અથવા નીડર થઇ પોતાની માની ગોદમાં સૂઈ જાય છે, તે પ્રમાણે હું પણ જગદંબાની ગોદમાં સૂવા લાગ્યો. તે દિવસથી મારાં જેલનાં બધાં દુઃખોનો અંત આવ્યો. ત્યારપછી કેદની અશાન્તિ, એકાંત અને નવરાશથી થતી મનની બેચેની તથા શારીરિક ક્લેશ અને વ્યાધિથી હું કોઇ કોઇ વાર કાયર થઈ જતો હતો. પણ તે દિવસે ભગવાને ઘડીવારમાં મારા અંતરાત્માને એવું બળ આપ્યું, કે બધાં દુઃખ મારા હૃદયમાં આવી, જતાં રહેતાં પણ તેની કાંઇ નિશાની મારા મનમાં રહેતી નહિ. દુઃખમાં રહેતી વખતે પણ હું બળ અને આનંદ અનુભવતો હતો. મારી બુદ્ધિ પણ મનના આ દુઃખનો નાશ કરવા લાયક બની ગઇ હતી. આ બધાં દુઃખ અને કષ્ટ કમળપત્રને પાણીમાં રહેવા છતાં જેમ પાણી ચોંટતું નથી, તેમ મારા હૃદયને અસર કરી શકતાં નહિ. પાછળથી મારાં પુસ્તકો આવ્યાં ત્યારે તેની જરૂર બહુજ ઘટી ગઇ હતી. તે પુસ્તકો ન આવ્યાં હોત તો પણ હું રહી શકત. આ લેખનો હેતુ જો કે આંતરિક જીવનનો ઇતિહાસ લખવાનો નથી, તોપણ આ વાતો લખ્યા વિના હું રહી શકતો નથી; કારણ તેથી હું કેવી રીતે ઘણા દિવસો સુધી કાળ કોટડીમાં આનંદથી રહી શક્યો તેનો ખુલાસો થઇ જાય છે.

ઇશ્વરે મને ગાંડો ન બનાવી મૂક્યો, પણ કાળ કોટડીમાં કેવી રીતે ધીમે ધીમે ઉન્મત્ત દશા ઉત્પન્ન થાય છે તે ખેલ મારી બુદ્ધિ સાબૂત રાખી મને બતાવ્યો, તે બધાથી મને બળ મળ્યું; તથા

જુલમ અને નિષ્ઠુરતાથી પીડિત માણુસો પર મને વધારે ને વધારે દયા અને લાગણી થવા લાગી. મારામાં પ્રાર્થના કરવાની અસાધારણ શક્તિ તથા સફળતા પણ વધવા લાગી. એકાંતકેદ દરમીઆન ડાક્ટર ડેલી અને સુપ્રિન્ટેન્ડન્ટ લગભગ દરરોજ મારી કોટડીમાં આવી મારી સાથે બેચાર વાતો કરી જતા. હું કહી શકતો નથી, કે મારા માટે તે લોકો આટલો પક્ષપાત અને લાગણી શા માટે રાખતા હતા. હું તેમની સાથે વધારે વાતચીત કરતો ન હતો, પણ જે કાંઈ તે પૂછતા તેનો જવાબ દેતો. તે લોકો કોઈ વિષય ઉપાડતા તો હું તે સાંભળ્યા કરતો, અથવા એકાદ બે વાતો કહીબંધ વાળતો. પણ તે લોકો મારી પાસે આવવાનું છોડતા નહિ. એક દિવસ ડાક્ટર ડેલીએ મને કહ્યું, " મેં સુપ્રિન્ટેન્ડન્ટને કહીને મોટા સાહેબની રજા લીધી છે. તેથી તમે સવારે ને સાંજે ડિક્રીની સામે આંટા મારી શકશો. " મને રાતદહાડો નાનકડી કોટડીમાં પૂરાઇ રહેવું ગમતું ન હતું. તેથી શરીર અને મન બન્ને બગડી જાય છે. તે દિવસથી મેં સવારસાંજ ડિક્રીની સામે ખુલ્લી જગામાં આંટા મારવાનું શરૂ ક્યું. સાંજે દશ પંદર અથવા વીસ મિનિટ અને સવારે એક કલાક, અને કોઇ કોઇ વાર બે કલાક સુધી હું બરાબર આંટા મારતો. વખતનો કાંઇ નિયમ ન હતો. મને આ વખત ઘણો ઠીક લાગ્યો. એક તરફ જેલનું કારખાનું અને બીજી તરફ ગૌશાળા, તે મારે સ્વાધીન રાજ્યની સીમા હતી. કારખાનાથી ગૌશાળા, અને ગૌશાળાથી કારખાના સુધી આંટા મારતો અને આંટા મારતાં મારતાં ઉપનિષદોના ગંભીર વિચાર જગાડનાર અને અક્ષય શક્તિ આપનાર મંત્રો યાદ કરતો, અથવા કેદીઓનું કામકાજ અને તેમની અવરજવર જોઈ " ઘટ ઘટમાં વ્યાપક રામ " એ તત્ત્વ સમજવાનો પ્રયત્ન કરતો. ઝાડ, મકાન, દિવાલ, માણસ, પશુ, પક્ષી, ધાતુ, માટી " **सर्वं खल्विदं ब्रह्म** " આ મંત્રનો મનમાં ને મનમાં ઉચ્ચાર કરતો, અને તે પ્રમાણે અનુભવવાનો પ્રયાસ કરતો. આમ કરતાં કરતાં મારી એવી

સ્થિતિ થઇ જતી, કે જેલ તે મને જેલ લાગતી નહિ. ચાર ઉંચી દિવાલો, લોઢાના સળીઆ, સૂર્યના તેજમાં ચળકતાં ઝાડપાન-સર્વે વસ્તુઓ જાણે કે મારે માટે જડ ન રહી, સર્વવ્યાપી ચેતનરૂપ ધારણ કરી સજીવ થઇ ગઈ હોય! મને લાગતું કે તે સર્વ પદાર્થો મારાપર પ્રેમ કરતા, અને મને ભેટવા તૈયાર થતા. માણસ, ગાય, કીડી, સર્વે ચાલતાં, ઉડતાં, ગાતાં, વાત કરતાં, પ્રકૃતિનો ખેલ ખેલી રહ્યાં છે; તે સર્વની અંદર એક મહાન, નિર્મળ, નિર્લેપ, શાન્તિમય અને ચિરાનંદ આત્મા વસે છે; કોઈ કોઇ વાર એમ લાગતું કે જાણે ભગવાન ઝાડ નીચે આનંદમાં વાંસળી વગાડે છે, અને સ્વરની મધુરતાથી મારા હૃદયને ખેંચી રહેલ છે; મને સર્વદા એમ લાગતું હતું, કે કોઇ મને આલિંગન કરી રહેલ છે; કોઇએ મને પોતાની ગોદમાં રાખેલ છે; મારૂં સમગ્ર મન અને પ્રાણ આ ભાવનાને વશ થઇ ગયાં. મારા હૃદયમાં એવી નિર્મળ શાન્તિ નિવાસ કરવા લાગી, કે જેનું વર્ણન કરવું મારી શક્તિની બહાર છે. મારા હૃદયનાં કમાડ ઉઘડી ગયાં, તથા સર્વ જીવોની તરફ પ્રેમની ધારા વહેવા લાગી; પ્રેમની સાથે દયા, કરૂણા, અહિંસા ઇત્યાદિ સાત્વિક વૃત્તિઓએ આવી, મારી રાજસી વૃત્તિને ઢાંકી દીધી, અને પોતાનો અધિક ફેલાવ કરવા લાગી. જેમ જેમ આ ભાવોનો પ્રકાશ થવા લાગ્યો, તેમ તેમ આનંદ વધવા લાગ્યો, અને નિર્મળ શાંતિનો ભાવ ગંભીર થવા લાગ્યો. મુકદમાની ચિંતા તો ક્યારનીએ દૂર ભાગી ગઇ હતી, પણ હવે તો મારા મનમાં બીજી એક વાત પેદા થઇ. મને ખાત્રી થઈ ગઈ, કે ભગવાન મંગળમય છે, અને મારૂં મંગળ કરવા માટેજ મને કેદખાનામાં લાવેલ છે; અને હું નક્કી નિર્દોષ ઠરી કેદખાનામાંથી છૂટી જઇશ, અને જેલના કષ્ટમાંથી થોડા દિવસમાં મુક્ત થઇશ.

આ અવસ્થાને દઢ કરવામાં મને કેટલાક દિવસ લાગી ગયા, એટલામાં માજીસ્ટ્રેટ સાહેબની કચેરીમાં મુકદમો શરૂ થઇ ગયો.

એકાંતકેદની શાન્તિમાંથી એકદમ કોલાહલમાં આવવાથી શરૂઆતમાં મારું મન બહુ મુંઝાવા લાગ્યું. સાધનાની સ્થિરતામાં ભંગાણ પડ્યું, અને પાંચ કલાક સુધી મુકદ્દમાની શુષ્ક અને વાદવિવાદવાળી વાતો સાંભળવી મારા મનને બિલકુલ ગમી નહિ. પહેલાં તો મેં કચેરીમાં બેસીને જ સાધના કરવાનો પ્રયત્ન કર્યો, પણ ટેવ નહિ હોવાથી મન હરેક અવાજ અને દેખાવ તરફ ખેંચાઈ જતું, અને ગરબડાટમાં મારી મહેનત નિષ્ફળ જતી. કેટલાક દિવસો પછી આ વૃત્તિમાં ફેરફાર થઇ ગયો. આસપાસના અવાજ અને દેખાવોને મનમાંથી કાઢી નાખી બધું વિચારબળ અંદર લઇ જવાની શક્તિ મારામાં આવી ગઈ. શરૂઆતમાં જ્યારે મારામાં ધ્યાન કરવાની પૂરેપૂરી શક્તિ ન હતી, ત્યારે એવો નકામો પ્રયત્ન છોડી દઈને હું કોઈ કોઇ વાર સર્વ પ્રાણીઓમાં રહેલ ઇશ્વરને જોઇને જ સંતોષ માનતો. બાકીના વખતમાં હું મારા સાથીઓના સુખદુઃખની વાતો સાંભળતો, તેમની હિલચાલ જોતો, અથવા કોઇ બીજી બાબતનો વિચાર કરતો બેસતો. કયારેક નોર્ટન સાહેબની સાંભળવા જેવી વાતો અથવા સાક્ષીઓની જુબાનીઓ પણ સાંભળતો. મેં જોયું, કે એકાંતકેદમાં વખત ગાળવાનું કામ જેટલું સહેલું અને આનંદદાયક હતું, તેટલું માણસોમાં અને આ ભારે મુકદ્દમો, જ્યાં જીવનમરણની વાતો થઇ રહી હતી ત્યાં, વખત ગાળવો સહેલું ન હતું. આરોપી બાળકોની ઠઠ્ઠામશ્કરી સાંભળવામાં અને તેમની મોજમજાઓ જોવામાં બહુ આનંદ લાગતો હતો, તે ન હોત તો કચેરીનો સમય વળી વિશેષ લૂખો લાગત. સાડાચાર વાગે બહુ આનંદથી કેદીઓની ગાડીમાં બેસી અમે જેલે પાછા આવ્યા કરતા.

પંદર સોળ દિવસની કેદ પછી છૂટા માણસોના સહવાસમાં આવવાથી અને એક બીજા સાથે વાતચીત કરવાનો અવસર મળવાથી કેદીઓને બહુ આનંદ થતો. ગાડીમાં બેસતાં જ તે મનોહર હાસ્યનો ફુવારો ખુલી જતો, અને દશ પંદર મિનિટ સુધી તેઓ

ગાડીમાં રહેતા ત્યાં સુધી તેનો પ્રવાહ ક્ષણભર પણ અટકતો નહિ. પહેલે દિવસે અમે બડી ધામધૂમથી કચેરીમાં પ્રવેશ કર્યો. અમારી સાથે ગોરા સિપાઇઓની એક નાનીશી ફોજ ચાલતી હતી. તેમાંના દરેકની પાસે ભરેલી પિસ્તોલો રહેતી. ગાડીપર ચડતી વખતે હથીઆરબંધ સિપાઇઓ ટોળાબંધ અમને ઘેરીને ઉભા રહેતા; અને ગાડીની પાછળ કૂચનો અવાજ કરતા. ગાડીપરથી ઉતરતી વખતે આવી જ ધામધૂમ કરવામાં આવતી. આ બધો ઠાઠ જોઇને કોઈ કોઈ અજાણ્યા જોનારને એમ નક્કી લાગ્યું હશે, કે આ હસતા મોંવાળા, નાની ઉમ્મરના બાળકો કેવાયે જબરા, પ્રખ્યાત અને મહાન યોદ્ધાઓ હશે! અને તેમના શરીર અને હૃદયમાં કેટલુંયે બળ હશે, કે હજારો પોલીસો અને ગોરા સિપાઇઓથી ઘેરાએલા હોવા છતાં તે બધાને વીંધી તેમને હાથ ઘસતા રાખી ક્યાંયે નાસી જાય! આ પ્રમાણે ધામધૂમથી લઈ જવાનો ઠાઠ કેટલાક દિવસ સુધી ચાલ્યો; પણ ધીરે ધીરે ભપકો ઓછો થવા લાગ્યો. છેવટ તો ફક્ત બે ચાર ગોરા સિપાઇઓ જ અમને લાવવા મૂકવાનું કામ કરતા. ગાડી પરથી ઉતરતી વખતે પણ તે લોકો અમારા પર કાંઇ અધિકાર ચલાવતા નહિ, અને અમે જેલમાં કેવી રીતે દાખલ થઇએ છીએ, તે પણ જોતા નહિ. અમે જેલમાં એવી રીતે દાખલ થતા કે જાણે ફરવા જઈ આવીને ઘેર પાછા આવતા હોઇએ. આવી જાતની મોળી દેખરેખ જોઈ પોલીસ કમિશ્નર અને કેટલીક વાર સુપ્રિન્ટેન્ડન્ટ બહુ નારાજ થઈ કહેતા કે, "પહેલે દિવસે પચ્ચીસ ત્રીશ સાર્જન્ટોનો બંદોબસ્ત કર્યો હતો, હવે પાંચ સાત આદમી પણ આવતા નથી!" આ લોકો સિપાઇઓને ધમકાવીને અમારી રક્ષાનો પાકો બંદોબસ્ત કરાવતા. આમ કરવાથી બે ચાર દિવસ એકાદ સિપાઇ વધતો, પણ પછી પાછું પહેલાની જેમજ કામ મંદ પડી જતું. સિપાઇઓએ જોયું કે આ બધા "બંબ-ભકતો" બહુ શાન્ત અને સીધા માણસો છે, તે ભાગવાનો કાંઈ

પ્રયત્ન કરતા નથી, અને કોઇની ઉપર હુમલો કરવાનો અથવા કોઇને મારી નાંખવાનો પણ તેમનો ઇરાદો લાગતો નથી. તેથી તેમણે વિચાર કર્યો, કે આપણે આપણો કિંમતી વખત આ કામમાં શા માટે ગુમાવવો? પહેલાં તો કચેરીમાં પેસતાં અને ત્યાંથી નીકળતાં અમારી જડતી લેવાતી, અને સિપાઇદાદાના કોમળ હસ્તસ્પર્શનું સુખ અનુભવતા. આ સિવાય બીજી કોઈ લાભહાનિ જડતીથી થવાનો સંભવ ન હતો. અમારા રખેવાળોને આવી જડતી લેવાની જરૂર પણ છેવટે લાગી નહિ. બે ચાર દિવસ પછી તે કામ બંધ થયું, અને અમે કોઇ પણ જાતની અડચણ વિના ચોપડીઓ, રોટલી, સાકર વગેરે વસ્તુઓ મરજી મુજબ કચેરી-માં લઇ જઈ શકતા. સિપાઇઓને ખાત્રી થઇ ગઇ હતી, કે અમે કચેરીમાં પિસ્તોલ કે બંબગોળો ચલાવીશું નહિ; પણ એક બીક તો તેમના હૃદયમાં હંમેશાં રહ્યાં કરતી કે કોણ જાણે કયારેય કોઇના મનમાં ન્યાયાધીશ સાહેબના માનનીય મસ્તકપર જોડો ફેંકવાની બદદાનત થઇ આવે, અને તેમ થાય તો સત્યાન્યાશ વળી જાય! તેથી જોડા પહેરીને અંદર જવાની મનાઈ હતી. આ બાબતમાં સિપાઇઓ હંમેશાં સાવધ રહેતા, તેવા સાવધ એમને મેં બીજી કોઈ બાબતમાં જોયા નથી.

મુકદ્દમાનું સ્વરૂપ કાંઇ વિચિત્ર જ હતું. મેજીસ્ટ્રેટ, વકીલ, સાક્ષી, જુબાની, સાબીતીની વસ્તુઓ તથા આરોપીઓ બધા જ વિચિત્ર હતા. દરરોજ સાક્ષીઓ તથા વસ્તુઓનો એકસરખો દરોડો ચાલુ રહેતો. વકીલોના નાટકીય હાવભાવ, બાલીશ સ્વભાવના મેજી-સ્ટ્રેટની બાલોચિત ચપળતા અને લઘુતા, તે અપૂર્વ આરોપીઓની અપૂર્વ રીતભાત વગેરે જોઇ જોઇને અનેકવાર હૃદયમાં એમ લાગી જતું, કે અમે બ્રિટિશ કચેરીમાં નહિ, પણ કોઈ નાટકશાળા અથવા નવલકથાની દુનિયામાં બેઠા છીએ. હવે હું આ તમાશાનાં વિચિત્ર પાત્રોનું ટુંકું વર્ણન કરીશ.

આ નાટકનો નેતા સરકાર બહાદૂરનો વકીલ નૉર્ટન હતો. તે નેતા એટલા માટે કે તે જ આ નાટકનો રચનાર, સૂત્રધાર અને સાક્ષીઓને ઉભા કરનાર હતો. આવી અજબ શક્તિવાળા માણસો દુનિયામાં વિરલજ પેદા થાય છે ! નૉર્ટન સાહેબ મદ્રાસી છે, ને તેથી જ એમ જણાય છે કે તે બંગાળાના બારિસ્ટરોમાં દેખાતી નીતિ અને સભ્યતાથી અજાણ્યા છે ! તે એકવાર રાષ્ટ્રીય મહાસભાનો નેતા હતો, અને તેથી લાગે છે કે વિરોધી વર્તન અને સામો જવાબ તે સાંખી શકતા નથી, અને વિરોધીઓને દબાવવાની ટેવ રાખે છે ! આવા સ્વભાવને લોકો સિંહસ્વભાવ કહે છે. નૉર્ટન કોઇવાર મદ્રાસની કોરપોરેશનનો સિંહ હતો કે નહિ તે મને ખબર નથી, પણ તે અલીપુરની કચેરીનો સિંહ તો હતો જ. તેના કાયદાના જ્ઞાન પર આફરીન થવું મુશ્કેલ હતું. તેનું કાયદાનું જ્ઞાન એવું હતું કે જાણે ઝાંઝવાનું જળ ! પણ તેના ભાષણનો ધોધમાર પ્રવાહ, તેની વાતોની લબ્બાશ, પાયા વિનાની અને નિરૂપયોગી વાતો કહેવાની અજબ છાતી, સાક્ષીઓ અને નવાસવા બારિસ્ટરો પરનો રૂઆબ અને ધોળાને કાળું કરી બતાવવાની અજબ આવડતમાં નૉર્ટન સાહેબની અસાધારણ ચતુરાઇ પર આફરીન થવું જ પડતું.

ઉત્તમ વકીલોના ત્રણ વર્ગ છેઃ—એક એ, કે જે કાયદાના જ્ઞાન, કેસની યોગ્ય રજુઆત અને ઝીણી દલીલોથી ન્યાયાધીશના મનમાં ખાત્રી ઉત્પન્ન કરી શકે છે; બીજો એ, કે જે ચાલાકીથી સાક્ષીઓ પાસેથી ઉલટપાલટ તપાસમાં મુકદ્દમાની ઉપયોગી ખરી હકીકતો કઢાવે છે, અને તે પર વિવેચન કરી જ્યુરીનું મન પોતાની તરફ ખેંચે છે; અને ત્રીજો વર્ગ એ, કે જે ફક્ત વાતોના જોરપર રૂદ્રસ્વરૂપ ધારણ કરી, જીભના જોરે સાક્ષીઓને ગભરાવી દઇ, મુકદ્દમામાં ગોટાળો ઉભો કરી, પોતાના કંઠના જોરે ન્યાયાધીશ અને જ્યુરીની બુદ્ધિને બહેરી કરી દઇ મુકદ્દમો જીતે છે. આ ત્રીજા વર્ગમાં નૉર્ટન

સાહેબનો નંબર ઉંચો છે. આમાં કંઇ ખોટું નથી. વકીલ લોકો ધંધાદારી માણસો છે. તેમનું કામ રૂપિયા લેવાનું છે. જે તેમને રૂપિયા આપે તેમનું કામ સાંગોપાંગ પાર ઉતારવું, એ તેમની ફરજ છે. આજકાલ અંગ્રેજી કાયદાના ધોરણ પ્રમાણે ખરી વાત બહાર આણવી તે વાદી કે પ્રતિવાદીનો ઉદ્દેશ નથી હોતો, પણ બન્નેનો ઉદ્દેશ હરકોઈ રીતે મુકદ્દમામાં જીત મેળવવી તેજ હોય છે. તેથી વકીલો પણ આજ બાબતની કાળજી રાખે છે, નહિ તો તેમની ફરજ બજાવવામાં તે ચૂકયા ગણાય. ભગવાને નૉર્ટનમાં આ સમયે કાંઇ વિશેષ ગુણ ઉત્પન્ન કર્યો નહિ, તેથી જે ગુણ તેનામાં હતો તે ગુણથી જ આ મુકદ્દમો તેણે જીતવો રહ્યો, અને એથી એમ કરતાં તે પોતાની ફરજ જ બજાવતો હતો. સરકાર બહાદૂર તેને દરરોજ હજાર રૂપિયા આપતી હતી, અને નૉર્ટન સાહેબ પણ એટલા માટેજ તનતોડ મહેનત કરી રહ્યા હતા, કે સરકારના પૈસા નકામા ન જાય. પણ રાજકીય મુકદ્દમાઓમાં આરોપીઓને ખાસ સગવડ આપવી, અને શંકાશીલ કે અનિશ્ચિત પૂરાવાપર બહુ વજન ન આપવું, એ બે બ્રિટિશ કાયદાના નિયમો છે. જો નૉર્ટને આ નિયમો હંમેશાં સ્મરણમાં રાખ્યા હોત તો મને લાગે છે કે તેના કેસમાં કાંઇ નુકશાન થાત નહિ, અને અનેક માણસોને એકાંતકેદનું દુઃખ ભોગવવું પડયું હોત નહિ. આ દોષનું મૂળ કારણ વકીલ સાહેબની સિંહપ્રકૃતિ જ હતું. જેમ હલિંગશેડ, હલ અને પ્લુટાર્ક શેક્સપીઅર માટે ઐતહાસિક નાટકનું વસ્તુ આગળથી તૈયાર કરી રાખ્યું હતું તે જ પ્રમાણે પોલીસે પણ આ મુકદ્દમારૂપી નાટકનું વસ્તુ એકઠું કરી રાખ્યું હતું. અમારા આ નાટકના શેક્સપીઅર નૉર્ટન સાહેબ હતા. પણ શેક્સપીઅર અને નૉર્ટન સાહેબમાં મને એક મોટો ભેદ લાગ્યો, અને તે એ કે શેક્સપીઅર તૈયાર વસ્તુમાંથી કાંઇક કાંઇક છોડી દે છે, પણ નૉર્ટન સાહેબ તો સાચું, જુઠું, સારૂં, ખરાબ, સંબદ્ધ અસંબદ્ધ, **अणोरणीयान् महतो महीयान्** જે કાંઇ મળતું, તેમાંથી કાંઇ છોડતા

નહિ. ઉપરાંત તેણે પોતાની કલ્પનાથી અસંખ્ય અનુમાન, સૂચના અને સંકેત એકઠા કરી એવું સુંદર વસ્તુ રચ્યું, કે શેક્સપીઅર, ડીફો વગેરે સર્વોત્તમ કવિ અને નવલકથાકાર પણ આ મહા પ્રભુથી હાર પામે. નિંદાખોર લોકો કહી શકે, કે જેમ ફાલુમટાફની હોટેલના હિસાબમાં એક આનાના ભોજન પાછળ અસંખ્ય દારૂનાં પાપ રહેતાં તેમ નૉર્ટનના વસ્તુમાં નવટાંક સાચી હકીકતની સાથે ખાંડી અનુમાન અને માન્યતાઓ ભેળવી દેવામાં આવતી, પણ આવી રીતે નિંદા કરનારાઓ પણ આ વસ્તુની મોહકતા તથા બનાવટની ખૂબીનાં વખાણ કર્યા વિના રહી શકે તેમ નથી. આ નાટકનો નાયક બનવા માટે નૉર્ટન સાહેબે મને જ પસંદ કર્યો, તે જોઈ મને પણ બહુ રમૂજ પડી. મિલ્ટનના "પૅરેડાઇઝ લૉસ્ટ" કાવ્યમાં જેમ સેતાન નાયક છે, તેમ જ નૉર્ટન સાહેબની કૃતિમાં હું સર્વ રાજદ્રોહી કાવતરાઓનો આત્મા ગણાઈ નાયકનું માન મેળવી શક્યો. હું એક અસાધારણ, તિક્ષ્ણ બુદ્ધિવાળો, કાર્યકુશળ તથા ફાંટેબાજ બદમાશ ( Bold bad man ) હતો! હું જ રાષ્ટ્રીય હિલચાલનો આદિ, અન્ત અને ઉત્પાદક હતો, તથા બ્રિટિશ સામ્રાજ્યને નાશ કરવાના પ્રયત્નમાં લાગી રહેલો હતો. કોઈ ઉત્તમ અને તેજસ્વી અંગ્રેજી લેખ જોતાં જ નૉર્ટન સાહેબ ઉછળી પડતા, અને મહેરબાન બરાડી ઉઠતા, "અરવિંદ ઘોષ!" હિલચાલનાં જેટલાં દેખાતાં અને વણદેખાતાં સંકળાએલાં અંગ હતાં, તે બધાંનો કર્તા અરવિન્દ ઘોષ! અને અરવિન્દ ઘોષની રચનામાં યુક્તિ પાર પડે તે ઉપરાંત કોઈ નહિ ને કોઇ ગુપ્ત ભેદ છૂપાએલો હોવો જ જોઇએ. મને લાગે છે કે નૉર્ટન ખાત્રીથી માનતો હશે, કે જો અરવિન્દ ઘોષ પકડાત નહિ તો બે વર્ષમાં હિંદુસ્તાનમાંથી અંગ્રેજી રાજ્યનો લોપ થઈ જાત. મારૂં નામ એકાદ ફાટેલા કાગળના કકડાપર પણ લખેલું મળતું તો તે બહુ આનંદમાં આવી જઈ ઘણા જ આદરપૂર્વક તે મહા ઉપયોગી સાધન મેજીસ્ટ્રેટ સાહેબના ચરણકમળમાં અર્પણ કરતો. દુઃખની વાત

છે, કે હું કોઇ અવતારી પુરુષ નથી, નહિ તો નૉર્ટનની મારાપર એટલી ભક્તિ હતી, કે મારા ધ્યાનમાં લીન થઇ તે તત્કાળ મુક્તદેહ પામત, અને અમારા કેદના સમયમાં ને સરકારના પૈસાના ખર્ચમાં બન્નેમાં ઘટાડો થાત. જ્યારે સેશનમાં હું નિર્દોષ ઠર્યો, ત્યારે નૉર્ટન સાહેબની રચના અને તેનો ભરમ બન્ને ભાંગી પડયાં. ન્યાયમૂર્તિ બીચક્રાફ્ટ એવો અરસિક કે તેણે રામાયણમાંથી રામનું નામ ઉડાવી દઈ, વીસમી સદીના આ ઉત્તમ કાવ્યને બેડોળ બનાવી મૂક્યું. અવલોકનકારને કાવ્યમાં ફેરફાર કરવાનો અધિકાર આપવામાં આવે તો પછી આવી દુર્દશા કેમ ન થાય ? નૉર્ટન સાહેબને બીચારાને વળી બીજી પણ પીડા હતી. કેટલાક સાક્ષીઓ એવા મૂર્ખ મળેલા, કે તેના મતને મળતી આવે એવી સાક્ષી આપતા નહિ. આથી નૉર્ટન સાહેબ ક્રોધથી લાલચોળ થઈ જતા, અને સિંહગર્જના કરી, સાક્ષીઓની જુબાનીને ડગાવી દઈ તેમને ચૂપ કરી દેતા. પોતાની બનાવેલી કવિતાનો કોઇ ખોટો અર્થ કરે, ત્યારે કવિઓને જેવો ક્રોધ ચડે છે, તથા પોતે શીખવાડેલ હોય તેથી ઉંધી રીતનો પલટો, સૂર અથવા હાવભાવ જોઇ નાટકના સૂત્રધારને જેવો વ્યાજબી અને ઉગ્ર ક્રોધ આવે છે, તેવો સાત્વિક ક્રોધ આ જોઈ નૉર્ટનને પણ આવતો.

ભુવન ચેટર્જી બારિસ્ટરની સાથે નોર્ટન સાહેબને જે ઝગડો થયો હતો, તેનું કારણ પણ આ સાત્વિક ક્રોધ જ હતું. ચેટર્જી મહાશયના જેવો અરસિક માણસ મેં બીજો જોયો નથી. તેને વેળા કવેળાનું બિલકુલ ભાન જ ન હતું. નૉર્ટન સાહેબ જે વખતે સંબંધવાળી વાતોને તિલાંજલિ આપી, ફક્ત ખૂબીની ખાતર આડીઅવળી બાબતો ઘૂસાડવા જતા, ત્યારે ચેટર્જી મહાશય ઉઠીને કોઈ કોઇ પુરાવાને સંબંધ વિનાનો અથવા અયોગ્ય કહી, વચમાં વિઘ્ન નાંખતા. તે એટલું સમજી શકયા નહિ, કે આ બધા સાક્ષીઓને ઉપયોગી જાણીને બોલાવવામાં આવતા નથી, પણ નૉર્ટનકૃત નાટકમાં જરૂર

હોવાથી તેમને હાજર કરવામાં આવતા હતા. આ પ્રમાણે તાલભંગ થતો જોઇ નૉર્ટન સાહેબ જ નહિ, પણ શ્રીમાન્ બર્લે સાહેબ પણ નારાજ થઈ જતા. એકવાર બર્લેએ ચેટર્જીને ઘણા કરુણ અવાજે કહ્યું, "Mr. Chatterjee, we were getting on very nicely before you came"–અર્થાત્ આપ આવ્યા ન હતા, ત્યાં સુધી અમારો કેસ બહુ મજેનીરીતે ચાલતો હતો અને એ વાત ખરી છે, કે નાટક ચાલતું હોય ત્યારે વચ્ચે વારંવાર ડખલ કરવાથી નાટક કરનારાઓ અને જોનારાઓ બન્નેનાં રંગમાં ભંગ પડે છે.

જો નોર્ટનને આ નાટકનો રચનાર, મુંખ્ય ખેલાડી અને સૂત્રધાર કહીએ, તો મેજીસ્ટ્રેટ બર્લેને તેનો મુરબ્બી ગણવો જોઇએ. શ્રીમાન બર્લે સાહેબ સ્કોચ જાતિના ભૂષણ હતા, અને તેમના ચહેરાપર સ્કોટલેંડની અનેક નિશાનીઓ હતી. તેમનો રંગ બિલકુલ ધોળો, ડીલ લાંબું તથા શરીર દુબળું હતું. તેમના આ લાંબા લાકડી જેવા દેહપર એક નાનકડું માથું જોઈ એમ લાગતું હતું, કે જાણે ગગનચુંબી આક્ટરલોનીના સ્મારકપર નાનકડો આક્ટરલોની બેઠો છે, અથવા ક્લિયોપેટ્રાના ઓડેલીસ્કની ટોંચે પાકું નાળિયેર લાગી રહ્યું છે. તેમના માથાના વાળ નદીની રેતીના રંગના હતા, અને સારા સ્કોટલેંડનો બરફ જાણે તેમના મોંપર ઢળી ગયો હોય એમ લાગતું. જેનો દેહ આટલો લાંબો હોય, તેની બુદ્ધિ પણ એટલી લાંબી જ હોવી જોઇએ, નહિ તો કુદરતની વહેંચણીની નીતિમાં શંકા ઉપજે. પણ આ બાબતમાં બર્લે સાહેબની ઉત્પત્તિ વખતે કુદરત બેપરવા થઈ ગઈ હશે એમ લાગે છે. એક અંગ્રેજ કવિ 'મરલીને' કહ્યું છે, કે "Infinite riches in a little room"–અર્થાત્ નાનીશી કોટડીમાં અપાર ધન. પણ બર્લેને જોવાથી ઉલટો વિચાર મનમાં આવતો હતોઃ Infinite room and little

riches–મોટા મારા આભલામાં નહિ જેવું ધન. આવા લાંબા શરીરમાં આટલી ટુંકી વિદ્યા અને બુદ્ધિ જોઇ ખરેખર દિલગીરી થતી હતી. વળી વધારે તો એ વિચાર કરતાં કે આવી જાતના થોડાક રાજકર્તાઓ મારફત ત્રીશ કરોડ ભારતવાસીઓપર રાજ ચલાવવામાં આવે છે. તે વખતે અંગ્રેજોના મહિમા અને બ્રિટિશ રાજ્કારભારપર પ્રેમના ઉમળકો આવતો હતો! બર્લે સાહેબની વિદ્યા શ્રીયુત્ વ્યોમેશ ચક્રવર્તિનું નામ લેતી વખતે દેખાઇ આવતી હતી. આટલા દિવસ મેજીસ્ટ્રેટપણું ડોળ્યા છતાં તેઓશ્રીના કરકમળમાં મુકદ્દમો ક્યારે આવ્યો, અથવા કયી રીતે ચાલ્યો, તેનો નિર્ણય કરતાં શ્રીમાન બર્લે સાહેબના માથામાં ચક્કર આવી ગયા. આ સમસ્યાનો ઉકેલ નહિ થઈ શકવાથી ચક્રવર્તી મહાશયપર તેનો ભાર ઢોળી દઇ સાહેબે છૂટી જવાનો પ્રયાસ કર્યો. અત્યારે પણ, બર્લેએ ક્યારે મુકદ્દમો હાથમાં લીધો, તે પ્રશ્ન મુકદ્દમાની એક ગુંચ ગણાય છે. મેં ચેટર્જી મહાશયની સામેનું બર્લે સાહેબનું કરૂણ નિવેદન જે ઉપર બતાવ્યું છે, તેપરથી પણ સાહેબ બહાદૂરની વિચારશૈલીનું થોડું ઘણું માપ થઈ શકશે. તે પહેલેથીજ નોર્ટન સાહેબના પાંડિત્ય અને વક્તૃત્વથી અંજાઇ ગયો હતો, અને તેને વશ થઇ ગયો હતો. તે એવી નમ્રતાથી નોર્ટનનું અનુકરણ કરતો કે નોર્ટન હસે ત્યારે હસતો, નોર્ટન ક્રોધ કરે ત્યારે ક્રોધ કરતો, તેમના પ્રમાણેજ હમેશાં મત બતાવતો–એટલે સુધી તેનું આવું અબુદ્ધ બાળક જેવું વર્તન જોઈ મારા મનમાં પ્રબળ પ્રેમ અને વાત્સલ્યભાવ ઉભરાઈ આવતો. બર્લે અતિશય બાળક સ્વભાવવાળો હતો; મને તે કદિ મેજીસ્ટ્રેટ લાગતોજ નહિ. એવું લાગતું હતું, કે જાણે કોઈ નિશાળીઓ શિક્ષક બની જઇ શિક્ષકના ઉચ્ચપદપર ચડી બેઠો હોય. જો કોઇ તેને ન ગમે એમ વર્તે તો નિશાળ માસ્તરની માફક જ તે તેનાપર હુકમ ચલાવતો. અમારામાથી કોઈ મુકદ્દમાના આ ફારસથી નાખુશ થઇ અંદર અંદર વાત કરવા લાગે તો બર્લે માસ્તર તેને ધમકાવતો, અને જો કોઇ

તેથી પણ ગાંઠે નહિ, તો ઉભા થવાનો હુકમ ફરમાવતો. અને જો હુકમે માનવામાં ન આવે, તો સિપાઇઓને ઉભા કરી દેવા હુકમ કરતો. અમે તેની આ નિશાળ માસ્તરની રીતભાત જોઈ જોઇને એટલા ટેવાઇ ગયા હતા, કે જ્યારે મિ. ચેટર્જી અને બર્લે વચ્ચે ઝઘડો ચાલી રહ્યો હતો, ત્યારે અમે ક્ષણે ક્ષણે એવી આશા રાખતા હતા, કે હમણાં બારિસ્ટર મહાશયને પણ ઉભા થવાનો હુકમ મળશે! પણ બર્લે સાહેબે ઉલટો ઉપાય કર્યો. તેણે Sit down, Mr. Chatterjee ( બેસી જાઓ ) એવી બૂમ પાડી, પોતાની અલીપુરની નિશાળમાં આવેલ આ નટખટ બાળકને બેસાડી દીધો. જેમ કોઇ કોઇ માસ્તર છોકરાંઓ કાંઇ સવાલ પૂછે, અથવા વધારે બોલે તો નારાજ થઈ જઇ શિક્ષા કરે છે, તે પ્રમાણે બર્લે પણ કરતો. આરોપીઓનો વકીલ જો કાંઇ અડચણ ઉભી કરતો, તો તે નારાજ થઇ તેને શિક્ષા કરતો. કોઇ કોઈ સાક્ષી નોર્ટન સાહેબને બહુ તંગ કરતા. નોર્ટન એમ સાબીત કરવા માગતો હતો કે અમુક લખાણ અમુક આરોપીના હાથનું છે. જો સાક્ષી કહે " હોય પણ ખરૂં ને નયે હોય, હું ચોક્કસ કહી શકતો નથી " વગેરે, અને આવો જવાબ ઘણા સાક્ષીઓ આપતા, તો નોર્ટન અધીરો થઇ જતો. બકવાદ, જક, ધમકી, શિક્ષા ગમે તે ઉપાયે પણ મનમાન્યો જવાબ કઢાવવાની તે મહેનત કરતો. તેનો છેલ્લો સવાલ આવો થતો: What is your belief ?–તમે શું ધારો છો ? હા કે ના ? સાક્ષી બીચારો 'હા' પણ ન કહી શકે, અને 'ના' પણ ન કહી શકે. તેથી ફરી ફરીને છેવટ તેજ જવાબ આપતો. તે લોકો નોર્ટનને એમ સમજાવવાનો પ્રયત્ન કરતા, કે તેમની કોઈ ધારણાજ ન હતી, તેઓ તો શંકામાંજ રહી ગયા હતા. પણ નોર્ટનને આવો જવાબ જોઇતો ન હતો. એ વારંવાર ગર્જના કરતો, અને આ પ્રાણનાશક પ્રશ્નથી સાક્ષીઓના માથાપર વજ્ર તૂટી પડતું–" Come Sir, what is your belief ? " નોર્ટન સાહેબનો ક્રોધ જોઈ, બર્લે પણ ક્રોધ

બતાવતો, અને ખુરશીપરથી ગરજતો, "ટોમરા ક્યા વિશ્વાસ હૈ ?" બીચારો સાક્ષી ભારે મુશ્કેલીમાં પડી જતો. એક તરફ મેજીસ્ટ્રેટ ને બીજી તરફ નોર્ટન. બન્ને ભૂખ્યા વાઘની જેમ તેનાં આંતરડાં ચીરી, તે અમૂલ્ય, અપ્રાપ્ય, "વિશ્વાસ" ને બહાર કાઢવા માટે કેડ બાંધીને તૈયાર થઈ જતા, અને બન્ને તરફથી ભયંકર ગર્જનાઓ કરતા, પણ ઘણુંખરૂં "વિશ્વાસ" નીકળતોજ નહિ. અંતે સાક્ષી પરસેવાથી રેબઝેબ થઇ જઈ હાંફતો હાંફતો આ છટકામાંથી જીવ લઇ નાસી જતો. કોઈ કોઇ વિશ્વાસ કરતાં જીવને વધારે વહાલો ગણી, બનાવટી વિશ્વાસ-રૂપી ભેટ નોર્ટન સાહેબના ચરણકમળમાં અર્પણ કરી પોતાના જીવ બચાવતા અને નોર્ટન સાહેબ પણ તેથી સંતોષ પામી, પ્રસન્ન થતા હતા. જેવો વકીલ તેવોજ મેજીસ્ટ્રેટ મળી જવાથી મુકદ્દમો વળી ઓર નાટકીય બની ગયો હતો.

કેટલાક સાક્ષીઓએ આ પ્રમાણે વિરૂદ્ધ આચરણ કર્યું, પણ ઘણાખરાઓએ નોર્ટનના સવાલોના અનુકૂળ જ જવાબ આપ્યા. આ સાક્ષીઓમાં મારા પરિચિત બહુ થોડા હતા, કારણ હું કોઈ કોઇક-નેજ ઓળખતો હતો. દેવદાસ કરણ નામે એક સજ્જને અમારી વિરક્તિ દૂર કરી અમને ખૂબ હસાવ્યા હતા, તે માટે લાંબા વખત સુધી અમે તેમના આભારી રહીશું. આ સાચા સાક્ષીએ પોતાની જુબા-નીમાં કહ્યું કે, "મેદનીપુરની સભામાં જ્યારે સુરેન્દ્રબાબુએ પોતાના વિદ્યાર્થીઓને ગુરૂભક્તિ દેખાડવાની પ્રાર્થના કરી હતી ત્યારે અરવિન્દ બાબુ બોલી ઉઠયા હતા, 'દ્રોણે શું કર્યું હતું' ?" આ સાંભળતાંજ નોર્ટન સાહેબના આગ્રહ અને કુતૂહળની સીમા ન રહી. તેણે નક્કી એમજ માન્યું કે દ્રોણ કોઈ બંબભક્ત અથવા હિંસાવાદી રાજકીય પુરૂષ છે, અથવા માનિકતલ્લાબાગ કે વિદ્યાર્થીભંડાર સાથે સંબંધ રાખે છે. નોર્ટન આ વાક્યનો અર્થ એવો સમજ્યો કે નક્કી અરવિન્દ ઘોષે સુરેન્દ્રબાબુને બંબરૂપી ગુરૂદક્ષિણા દેવાની વિદ્યાર્થીઓને

સલાહ આપી હતી. બસ, પછી શું બાકી રહ્યું ? આ વાતથી જ મુકદ્દમામાં બહુ સરળતા થઈ જતી હતી તેથી તેણે બહુ ભાર મૂકીને પૂછ્યું " દ્રોણે શું કર્યું હતું ? " પહેલાં તો સાક્ષી તેના આ પ્રશ્નનો મર્મ કોઇ પણ રીતે સમજી શક્યો નહિ. પાંચ મિનિટ સુધી આમને આમ ખેંચતાણ ચાલી. અંતે કરણ મહાશયે બન્ને હાથ આકાશની તરફ ઉંચા કરી નોર્ટનને સમજાવ્યું કે, "દ્રોણે અનેકાનેક આશ્ચર્યકારક બાબતો કરી હતી. " તેથી નોર્ટનને સંતોષ ન થયો. દ્રોણના બંબનો પત્તો લગાડયા વિના તેને સંતોષ કેમ થાય, ભલા ? તેણે ફરી પૂછ્યું, " તે અનેક બાબતો કઈ હતી ? સ્પષ્ટ બોલો, તેણે શું શું કર્યું હતું ?" સાક્ષીએ તેના ઘણા જવાબ આપ્યા પરંતુ એકે વાતથી દ્રોણાચાર્યના જીવનના આ ગુપ્ત રહસ્યનો ભેદ ખુલી શક્યો નહિ. નોર્ટને ક્રોધમાં આવી જઈ ગરજવું શરૂ કર્યું. સાક્ષીએ પણ બૂમ પાડીને બોલવા માંડયું. એક વકીલે હસીને એવી શંકા બતાવી કે, સાક્ષીને જ ખબર લાગતી નથી કે "દ્રોણે શું શું કર્યું ? " કરણ મહાશય આ વાત સાંભળતાંજ ક્રોધ અને અભિમાનથી સળગી ઉઠયા અને બૂમો પાડીને બોલવા લાગ્યા, " શું દ્રોણે શું કર્યું તે મને ખબર નહિ હોય? મેં શું આરંભથી તે અંત સુધી મહાભારત નહિ વાંચ્યું હોય ? " અર્ધો કલાક સુધી દ્રોણાચાર્યના મૃત દેહને સારૂ કરણ અને નોર્ટન વચ્ચે ઘોર યુદ્ધ જામ્યું. પાંચ પાંચ મિનિટને અંતરે નોર્ટન અલીપુરની કચેરીને કંપાવતો પોતાના પ્રશ્નની ઘોષણા કરતો રહ્યો:

" Out with, Mr Editor, What did Drona do ? "

"જલ્દી બોલો, તંત્રી મહાશય, દ્રોણે શું કર્યું ?" તંત્રી મહાશયે જવાબમાં એક લાંબી રામકહાણી સંભળાવા માંડી, પણ તેમાંયે દ્રોણે શું કર્યું તે વાતનો કાંઇ વિશ્વાસજનક પત્તો મળી શકયો નહિ. આખી કચેરીમાં હસાહસ થવા લાગી. નાસ્તાનો વખત પણ આવી પહોંચ્યો.

ત્યાર પછી કરણ મહાશય પોતાનું મગજ ઠંડું કરી તથા કાંઈક વિચાર કરી પાછા આવ્યા ત્યારે તેમણે આ સમસ્યાનો એવો ઉકેલ બતાવ્યો, કે "બીચારા દ્રોણે કાંઇપણ કર્યું ન હતું. નકામી જ આપણે અર્ધી ક્લાક સુધી તેના પરલોકવાસી આત્માની ખેંચતાણ કરી. ઉલટું અર્જુને જ દ્રોણાચાર્યનો વધ કર્યો હતો." આ પ્રમાણે મિથ્યા આરોપમાંથી છૂટતાં વાર જ દ્રોણે કૈલાસમાં જઇ સદાશિવની સ્તુતિ કરી કે "કરણ મહાશયની સાક્ષીને લીધે જ મારે અલીપુરની કચેરીમાં આવીને સાક્ષીના પાંજરામાં ઉભા રહેવું પડ્યું નહિ. તંત્રી મહાશયની એક વાતથી સહેજમાં જ અરવિન્દ ઘોષ સાથે મારો સંબંધ સાબીત થાત, પણ હે ભોળા શંભુ! તેં જ મારી રક્ષા કરી."

જે લોકો સાક્ષી આપવા આવતા હતા તેમના ત્રણ ભાગ પાડી શકાય. એક પોલીસ અને છુપી પોલીસ; બીજા પોલીસના મળતીઆ નીચલા દરજ્જાના લોકો; અને ત્રીજા ખાનદાન માણસો, જેમના પર પોલીસની ખફામરજી રહેતી, તથા જેમને જબરદસ્તીથી લાવી સાક્ષી બનાવી દેવામાં આવતા. દરેક જાતના સાક્ષીઓની સાક્ષી આપવાની રીત પણ નિરાળી જ હતી. પોલીસવાળા બહુ આનંદથી તથા સંકોચ વિના પોતાની માહિતી કહી નાંખતા. જેમને ઓળખવાની જરૂર હતી તેમને ઓળખાવતા, અને કોઇ જાતની શંકા કે ભુલચૂક ન થવા દેતા. પોલીસના મળતીઆઓ પણ બહુ ભાર દઇને સાક્ષી આપતા. જેમને ઓળખવાની જરૂર હતી, તેમને તે ઓળખી લેતા. જે લોકોને જબરદસ્તીથી લાવવામાં આવતા તેઓ જે કાંઈ જાણતા તે કહેતા. પણ તેવા બહુ થોડા હતા. નોર્ટનને તેથી સંતોષ થતો નહિ, અને તે એમ જ સમજ્યા કરતો, કે સાક્ષીઓના પેટમાં કોઇ કોઈ અમૂલ્ય તથા સન્દેહ ટાળનાર સાબીતી અવશ્ય બાકી રહી જાય છે, અને તેથી પોતાની જીભરથી અનેક પ્રયત્નો કરી સાક્ષીના પેટને ચીરી તે સાબીતી કાઢવાની તનતોડ મહેનત કરતો. તેથી બીચારા

સાક્ષીઓ મહામુશ્કેલીમાં આવી પડતા. એક તરફ નોર્ટનની ગર્જના અને બર્લેની લાલપીળી આંખો, અને બીજી તરફ જૂઠી સાક્ષીઓ આપી, પોતાના દેશબંધુઓને કાળાપાણીએ મોકલવાનું મહાપાપ ! નોર્ટન અને બર્લેને રાજી કરવા કે ભગવાનને ? આ પ્રશ્ન બીચારા સાક્ષીઓ માટે કોઈ કોઇવાર બહુ વિકટ થઈ પડતો. એક તરફથી માણસના ક્રોધથી ક્ષણભર વિપત્તિ, અને બીજી તરફ પાપ, નરક અને પરલોકનું દુઃખ. પણ તે વિચારતા, કે પરલોક અને નરક તો દૂર રહ્યાં, પણ મનુષ્યકૃત વિપત્તિ તો સામેજ આવીને ઉભી છે, અને હમણાં ગળી જશે. કોને ખબર છે, કે જૂઠી સાક્ષી આપવાનો ઇન્કાર કરવાના કારણસર જ જૂઠી સાક્ષી દેવાના અપરાધમાં પકડાવું પડે ! આવો ભય ઘણાકના મનમાં રહેતો હતો, કેમકે એવા અવસરોમાં આવા દાખલાઓ કાંઈ ઓછા ન બનતા. આથી આ જાતના સાક્ષીઓ જ્યાં સુધી સાક્ષીના પાંજરામાં રહેતા, ત્યાં સુધી તેમનો સમય મહાભય અને ચિંતામાં કપાતો. સાક્ષી પૂરી થતી, એટલે અર્ધો નીકળી ગયેલો પ્રાણ ફરી દેહમાં પાછો આવતો, અને આ મુશ્કેલીમાંથી છૂટકારાનો દમ લેતો. કેટલાક સાક્ષીઓએ નોર્ટન સાહેબની ગર્જનાની લેશ પણ પરવા ન કરતાં ઘણીજ નીડરતાથી સાક્ષી આપી. જ્યારે જ્યારે આમ થતું, ત્યારે તે અંગ્રેજ બારિસ્ટર પણ પોતાની જાત પર જઈ એકદમ નરમ થઈ જતો. આ પ્રમાણે કેટલાયે સાક્ષીઓ આવી ગયા, અને કેટલીયે જાતની જુબાનીઓ આપી, પણ તેમાંથી એકેએ પોલીસના લાભની એક વાત ન કહી. એક સાક્ષીએ તો સાફ સાફ જણાવી દીધું, કે " હું આ બાબત કાંઈ જાણતો નથી. મને તો એજ સમજાતું નથી, કે પોલીસ મને અહીં શા માટે ઘસડી લાવી છે ? " આવી રીતે તો હિન્દુસ્થાનમાં જ કેસ ચલાવી શકાય. જો કોઇ બીજા દેશમાં આ પ્રમાણે બન્યું હોત, તો ન્યાયાધીશ આવી આવી વાતોથી નારાજ થઈ પોલીસને સખત ઠપકા સાથે શિક્ષા દેત. એકે વાતનો કાંઇએ

પત્તો મેળવ્યા વિના તથા અપરાધી અને નિરપરાધીનો વિચાર કર્યા વિના સેંકડો સાક્ષીઓને લાવી લાવીને પાંજરામાં ઉભા કરવા, દેશનું ધન વેડફવું, તથા આરોપીઓને નિરર્થક લાંબા વખત સુધી કેદના કષ્ટમાં રાખવા તે કેવળ આ દેશની પોલીસને જ જેબ આપે છે. પણ બીચારી પોલીસેય શું કરે ? તે કેવળ નામ માત્ર જ છૂપી પોલીસ છે, પરંતુ તેનામાં યોગ્યતા ન હોવાથી આવી જાતની જુબાની માટે વિશાળ જાળ ફેલાવી ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ સર્વ તરેહના સાક્ષીઓને એકઠા કરી, અટકળ પંચા દોઢસો પાંજરામાં ખડા કરી દેવા તેજ તેમના હાથમાં એક માત્ર ઉપાય હતો; પછી ભલે તે સાક્ષી જાણતો હોય કે ન જાણતો હોય, તથા કોઇ જાતનો પૂરાવો દઇ શકતો હોય કે ન દઈ શકતો હોય.

આરોપીઓને ઓળખાવવાની રીત પણ વિચિત્ર હતી. પહેલાં સાક્ષીને પૂછવામાં આવતું કે " તમે આમાંથી કોઇને ઓળખો છો ?" જો સાક્ષી 'હા' કહે તો તુરત જ નોર્ટન પ્રફુલ્લિત થઈ ઓળખાવાના તમાશાનો બંદોબસ્ત કરી દેતો તથા સાક્ષીને પોતાની સ્મરણશક્તિને સતેજ કરવાનું કહેતો. જો કહે કે "મને નથી લાગતું કે હું ઓળખતો હોઉં" તો નોર્ટન જરા ઉદાસ થઇ કહેતો " વારૂ, જુઓ પ્રયત્ન તો કરો." અને કોઈ એમ કહેતો કે " ના, હું ઓળખી શકીશ નહિ, આ લોકોને મેં કદિ નથી જોયા." તો પણ નોર્ટન તેને છોડતો નહિ. તે એવા વિચારથી કે કદાચ આટલાં મોં જોવાથી સાક્ષીને પૂર્વજન્મની કોઇ સ્મૃતિ જાગી ઉઠે. તેથી તેને પણ પરીક્ષા કરવા માટે મોકલતો. પણ સાક્ષીઓમાં આ પ્રકારની યોગશક્તિ ન હતી, કદાચ પૂર્વજન્મની વાતોમાં તેમને વિશ્વાસ પણ નહિ હોય. તે લોકો સાર્જન્ટોની પાછળ પાછળ આરોપીઓની બન્ને લાંબી હારની પાસે થઇને, પહેલેથી છેલ્લે સુધી ગંભીરતા ધારણ કરી નીકળી જતા અને અમારા મોં તરફ જોયા વિનાજ માથું હલાવી

કહેતા " નહિ, ઓળખતો નથી. " નોર્ટન બાપડો નિરાશ થઇ આ માછલાં વિનાની જીવતી જાળ ઉપાડી લેતો.

માણસની સ્મરણશક્તિ કેટલી પ્રખર અને ચોક્કસ હોઈ શકે છે તેનો પુરાવો મને આ મુકદ્દમાંથી મળી ગયો. ત્રીશ ચાળીશ આદમીઓ ઉભા છે, તેમનાં નામ પણ માલુમ નથી; તેમની સાથે જન્મારામાંયે વાતચીત થઇ નથી; પણ આજથી બે મહિના પહેલાં કોને જોયો હતો અને કોને નહિ—અમુકને અમુકે ત્રણ જગાએ જોયો હતો—અમુકને બે જગાએ જોયો ન હતો—આને દાતણ કરતો એક વાર જોયો છે, તેથી તેનો ચહેરો જન્મ જન્માંતરને માટે મારા મન પર અંકિત થઈ ગયો છે—આને મેં ક્યારે જોયો, આ શું કરતો હતો, કોઈ તેની સાથે હતું કે નહિ તે કાંઈ યાદ નથી, પણ તેનો ચહેરો કંઈક જન્મારાનો ઓળખીતો હોય એ પ્રમાણે મારા મનમાં જડાઇ રહ્યો છે—હરિને દશ બાર વખત જોયો છે, એટલે તેને ભૂલી જવાનો કંઇ સંભવ નથી—શ્યામને કેવળ એકવાર અર્ધી મિનિટ મેં જોયો હતો, પણ તેનેયે મરતાં સુધી નહિ ભૂલી શકું—ભૂલવાનો સંભવ જ નથી, આ જાતની યાદદાસ્ત આ અધૂરા માનવ સ્વભાવમાં, આ અંધકારમય મૃત્યુલોકમાં જવલ્લે જ જોવામાં આવે છે. કિન્તુ એક બે નહિ પણ આ અવસર પર પ્રત્યેક પોલીસ પુંગવમાં આ પ્રકારની વિચિત્ર અજબ સ્મરણશક્તિ જોવામાં આવી હતી. આ બધું જોઇને છૂપી પોલીસપરની અમારી ભક્તિ તથા શ્રદ્ધા દિવસે દિવસે વધતી ચાલી. પણ દુઃખની વાત છે કે સેશન કોર્ટમાં ગયા પછી આ ભક્તિ કમી કરવી પડી. મારે કહી દેવું જોઇએ કે મેજીસ્ટ્રેટ સાહેબની અદાલતમાં અમારા મનમાં એક બે વાર શંકા અવશ્ય ઉત્પન્ન થઈ હતી, કેમકે જ્યારે મેં લખેલા બ્યાનમાં જોયું કે શિશિર ઘોષ ઓપ્રલમાં મુંબઈ હતો, અને બરોબર તેજ વખતે કેટલાએક પોલીસ સાક્ષીઓએ તેને કલકત્તાની સ્કાટ્સ લેનમાં અથવા હેરીસનરોડપર

પણ જોયો હતો, ત્યારે જ મને થોડી થોડી શંકા થવા માંડી હતી. જ્યારે શ્રીહટ્ટનિવાસી વીરેન્દ્ર ચંદ્રસેનનું સ્થૂળ શરીર વાનીઆચંગમાં તેના બાપના ઘરમાં રહેતું, ત્યારે જ તેનું સૂક્ષ્મ શરીર સ્કાટ્સ લેનમાં અને બગીચામાં સી. આઇ. ડી. વાળાઓની સૂક્ષ્મ દૃષ્ટિએ પડયું હતું,—જો કે સાક્ષીઓના લખેલા કાગળોમાંથી સજ્જડ પૂરાવો મળ્યો હતો કે વીરેન્દ્ર સ્કાટ્સ લેનનું ઠેકાણું સુદ્ધાં જાણતો નહતો; આ વખતે મારી શંકામાં વધારો થયો; વિશેષે કરીને જે માણસોએ કદિયે સ્કાટ્સ લેનપર પગ નથી મૂકયો તે લોકોએ અમુક માણસોને અનેક વાર ત્યાં દેખ્યા હતા, એવું સાંભળતાં ચિત્તમાં શંકા ઉપજ્યા વિના રહી નહિ. મેદનીપુરનો એક સાક્ષી જેને મેદનીપુરના આરોપીઓએ છૂપીપોલીસવાળા તરીકે ઓળખાવ્યો, તેણે કહ્યું કે "મેં શ્રીહટ્ટના હેમચંદ્રસેનને તમલૂક નગરમાં ભાષણ આપતાં જોયો હતો!" જો કે હેમચંદ્રે આ સ્થૂળ ચક્ષુએ કદી તમલૂક જોયું નથી, તોપણ તેના છાયામય શરીરે શ્રીહટ્ટથી દૂર તમલૂક સુધી પહોંચી જઇ ત્યાં એક જોરદાર રાજદ્રોહી સ્વદેશી ભાષણ આપીને ગોવિન્દ મહાશયનાં આંખકાન તૃપ્ત કર્યાં હતાં. ચન્દનનગરનિવાસી ચારૂચંદ્રરાયના છાયામય શરીરે માનિકતલ્લામાં પહોંચી વિશેષ અદ્દભૂત કાર્ય કરી બતાવ્યું હતું. પોલીસના સિપાઇઓએ સોગંદપર કહ્યું કે, "અમે અમુક સમયે ચારૂ બાબુને શ્યામબજારમાં જોયા હતા, તે શ્યામબજારમાંથી એક મુખ્ય કાવતરાંખોર સાથે માનિકતલ્લાબાગમાં પગે ચાલતો ગયો હતો. અમે પણ ત્યાં સુધી તેની પાછળ પાછળ ગયા. અમે બહુ નજદીક જઈ તેને ઓળખી લીધો હતો, તેથી ભૂલચૂક થવાનું કાંઇ કારણ નથી." વકીલોના તપાસથી તે બે સાક્ષીઓ જરા પણ ડગ્યા નહિ. "બાવો બોલ્યા તે સત્ય" એ વચનની અનુસાર પોલીસની સાક્ષી કદિ ખોટી હોઈ શકતી નથી. દિવસ અને સમયની બાબતમાં પણ તે લોકોથી ભૂલ નથી થઇ શકતી. કેમકે ચન્દનનગરના ડુપ્લે કૉલેજના પ્રીન્સીપાલની સાક્ષીથી સાબીત થયું હતું કે તે દિવસે ચારૂ બાબુ

કૉલેજમાંથી રજા લઇ કલકત્તામાં ગયેલો, પણ નવાઈની વાત છે કે બરાબર તેજ દિવસે તેજ સમયે ચારૂ બાબુ ચન્દનનગરના નગરશેઠ નારદીવાલ મહાશય, તેમની સ્ત્રી, ચન્દનનગરના ગવર્નર અને કેટલાક યુરોપીય ગૃહસ્થો સાથે વાતચીત કરતો હાવડા સ્ટેશનના પ્લાટફૉર્મપર ફરી રહ્યો હતો ! આ બધા માણસોએ બધી વાતો યાદ કરી ચારૂ બાબુના પક્ષમાં સાક્ષી આપવાનો વિચાર કર્યો, પણ ફ્રેંચ સરકારના પ્રયત્નથી ચારૂ બાબુને પોલીસે છોડી દીધો, તેથી અદાલતમાં આ વાતનું રહસ્ય ખુલ્લું થયું નહિ. ચારૂ બાબુને મારી એવી સલાહ છે કે પોલીસની આ બધી સાબીતીઓ તેણે " માનસશાસ્ત્ર સંશોધક મંડળ " પર મોકલી દઈ માણસજાતના જ્ઞાનસંગ્રહમાં સહાયતા કરવી ! પોલીસવાળાઓની સાક્ષી કદી જૂઠી હોઇ શકતી જ નથી, ખાસ કરીને છૂપી પોલીસની. તેથી થીઓસોફીનો આશરો લીધા સિવાય આપણી પાસે બીજો એકે રસ્તો નથી ! ટુંકામાં કહેવાનું એટલું જ કે બ્રિટિશ કાયદાના આધારે કેટલાય નિર્દોષ લોકોને સહજમાં કેદ, કાળુ પાણી અને ફાંસી પણ મળી જતી, એ વાતનાં દૃષ્ટાંત મને આ મુકદ્દમામાં ડગલે અને પગલે મળતાં હતાં. પાંજરામાં ઉભા રહ્યા સિવાય કેવળ કલ્પનાથી જૂઠાણાની જાળનો ખ્યાલ આવી શકે તેમ નથી. યુરોપની ન્યાયપદ્ધતિ જુગારના જેવી જ છે. તેમાં માણસની સ્વતંત્રતા, સુખદુઃખ, તેના તથા તેના પરિવાર અને સગાંવહાલાંની જીંદગીભરની પીડા, અપમાન, તથા જીવતાંજીવત મોતની સાથે જુગાર ખેલવાનો છે. તેમાં કેટલાયે દોષી બચી જાય છે, કેટલાયે નિર્દોષી માર્યા જાય છે—તેનો હિસાબ કરી શકાય તેમ નથી. યુરોપમાં સામ્યવાદ અને અરાજકતાના ફેલાવ અને પ્રભાવનું કારણ આ જુગારના ખેલમાં એકવાર સપડાવાથી તથા આ નિષ્ઠુર અવિચારી સમાજરક્ષક કે ભક્ષક ઘંટીમાં એકવાર દળાવાથી સારી રીતે સમજમાં આવી જાય છે. આવી અવસ્થામાં અનેક ઉદાર અને દયાળુ માણસોનું એવું કહેવું થાય કે આ સમાજને તોડી તેને છિન્નભિન્ન કરી નાંખો

તો તેમાં શી નવાઈ છે? આટલું પાપ, આટલું દુઃખ, આટલા નિર્દોષીઓની હાયવરાળ તથા હૃદયના લોહીથી જ જો સમાજની રક્ષા થઈ શકતી હોય તો એવી રક્ષાની જરૂર નથી.

માજીસ્ટ્રેટની અદાલતમાં એક માત્ર વિશેષ ઉલ્લેખ કરવા યોગ્ય બનાવ નરેન્દ્ર ગુંસાઇની સાક્ષી હતી. તે બનાવનું વર્ણન કરતાં પહેલાં હું મારી વિપત્તિના સાથી બાલકઆરોપીઓ વિષેની કેટલીક વાતો કહીશ. અદાલતની અંદર આ બાળકોનું આચરણ જોઇને મને બરોબર ખાત્રી થતી હતી કે બંગાળામાં એક નવીન યુગનો આરંભ થયો છે, એક નવીન પ્રજા માતૃભૂમિના ખોળામાં વાસ કરવા લાગી છે. પહેલાના વખતમાં બે જાતના બંગાળી છોકરાઓ જોવામાં આવતા હતા. એક તો શાન્ત, શિષ્ટ, નિસ્પૃહી, સદાચરણી, બીકણુ, તથા આત્મસન્માન અને મહત્વાકાંક્ષાહીન; અને બીજા દુરાચારી, લબાડ, લુચ્ચા, ઠગ, તથા સંયમ અને સત્યતા રહિત. આ બે છેડાઓની વચ્ચે અનેક પ્રકારના જીવોએ બંગમાતાની ગોદમાં જન્મ લીધો હતો, કિન્તુ આઠ દશ ભાવિમાર્ગદર્શક, અસાધારણ પ્રતિભાશાળી તથા શક્તિવાન માણસો બાદ કરતાં આ બે જાત સિવાય તેજસ્વી આર્યસંતાનો લગભગ જોવામાં આવતા ન હતા. બંગાળીઓમાં બુદ્ધિ અને હોશિયારી હતી, પણ તેમનામાં શક્તિ અને મરદાઇની ખામી હતી, પણ આ બાળકોને જોઈ લાગતું હતું કે આ બધા લોકો કોઈ જુદા જ સમયના, જુદા જ પ્રકારનું શિક્ષણ પામેલા, ઉદાર અને સ્વતંત્ર સ્વભાવના, તેજસ્વી પુરુષો ફરીથી ભારતવર્ષમાં પાછા અવતર્યા છે. તેમની નિર્ભય તથા સરળ દૃષ્ટિ, તેજસ્વી વાતો, ચિંતારહિત અને આનંદી હાસ્ય, આ ઘોર વિપદ્‌માં પણ દેખાતી સંપૂર્ણ તેજસ્વિતા, મનની પ્રસન્નતા, શાન્તિ, ચિંતા અને શોકનો અભાવ વગેરે તેમના સમયના સંતપ્ત ભારતવાસીઓનાં જેવાં ન હતાં. તે સર્વે નૂતન પુત્ર, નૂતન જાતિ તથા નૂતન કર્મયુગનાં લક્ષણો હતાં.

તે લોકો જો હિંસાવાદી હોય તોપણ કહેવું પડે કે હિંસાની ખૂની છાયા તેમના સ્વભાવ પર પડી નહતી. ક્રુરતા, ઉન્મત્તતા, અથવા પાશવભાવનો આ લોકોમાં છાંટો સરખો ન હતો. તે લોકોને ભવિષ્યની અથવા મુકદ્દમાના પરિણામની લેશમાત્ર ચિંતા ન હતી. જેલના દિવસો તે બાલકોએ આમોદપ્રમોદ, રમતગમત તથા વાંચનવિવાદમાં જ ગાળી નાંખ્યા. તે લોકોએ થોડા જ દિવસોમાં જેલના નોકરો, સિપાઇઓ, કેદીઓ, યુરોપીઅન સાર્જન્ટો, ડિટેક્ટિવો તથા અદાલતના નોકરો સર્વેની સાથે દોસ્તી કરી લીધી, અને દુશ્મન કે દોસ્ત, મોટા કે નાના વગેરેનો જરાયે વિચાર કર્યા વિના તે લોકો સર્વની સાથે ગપસપ, ટોળટપ્પા, અને આનંદ કરવા બેસી જતા. કચેરીનો વખત તે લોકોને અતિશય કંટાળાભરેલો લાગતો, કેમ કે મુકદ્દમાના ફારસમાં રસ બહુ થોડો હતો. કચેરીમાં વખત ગાળવા માટે તે લોકો પાસે વાંચવાની એકે ચોપડી પણ ન હતી, અને વાતચીત કરવાની પણ મનાઇ હતી. જે લોકોએ યોગ કરવાની શરૂઆત કરી હતી તેઓ પણ ત્યારસુધીમાં ગરબડ વચ્ચે ધ્યાન કરવાનું શીખ્યા ન હતા. તે લોકોને આ સમય ગાળવો બહુ મુશ્કેલીની વાત થઇ પડતી. શરૂઆતમાં બે ચાર લોકો વાંચવાની ચોપડીઓ સાથે લાવવા લાગ્યા; તેમની દેખાદેખીથી બીજાઓએ પણ તે રસ્તો લીધો. ત્યાર પછી તો એવો અદ્દભૂત દેખાવ જોવામાં આવતો, કે એક બાજુ મુકદ્દમો ચાલી રહ્યો છે, ત્રીશ ચાળીશ આરોપીઓનું ભવિષ્ય ઘડવાની વાત થઈ રહી છે, જેનું ફળ ફાંસી અથવા જન્મદેશનિકાલ આવે—અને બીજી બાજુ આરોપીઓ તે તરફ નજર પણ કરતા નથી, પણ કોઇ બંકીમની નવલકથા, કોઇ વિવેકાનંદકૃત રાજયોગ અથવા Science and Religion, કોઇ ગીતા, કોઇ પુરાણ તથા કોઈ યુરોપની ફીલસુફીનાં પુસ્તકો વાંચવામાં મશગુલ થઈ ગયા હોય છે. અંગ્રેજ સારજન્ટો અથવા દેશી સિપાઇઓ કોઇ તેમના આ કામમાં અડચણ કરતા નહિ. તે લોકો માનતા હતા, કે જો આટલાથી જ પાંજરામાં પૂરેલા

વાઘ શાન્ત બેસી રહે તોયે આપણું કામ ઓછું થઈ જાય. અને આમાં કોઇને કાંઇ નુકશાન પણ ન હતું. પણ બર્લે સાહેબની નજર આ તરફ ગઇ. મેજીસ્ટ્રેટ સાહેબ આ સહન કરી શક્યા નહિ. પણ બે ત્રણ વખત તે કાંઇ બોલ્યા નહિ. ત્રીજે દિવસે તે ન રહી શક્યા, ને ચોપડીઓ લાવવાની બંધી કરવામાં આવી. બર્લે સાહેબના સુંદર વિચારો સાંભળી આનંદ માનવાને બદલે ચોપડી વાંચવા માંડવી, તે બર્લેની મહત્તા અને બ્રિટિશ રાજ્યના મહિમાનું ઘોર અપમાન કરવા જેવું હતું.

અમે જેટલા દિવસ કાળ કોટડીઓમાં પૂરાયેલા રહ્યા, તેટલા દિવસ કેવળ ગાડીમાં, મેજીસ્ટ્રેટના આવવા પહેલાં અને નાસ્તાને વખતે વાતો કરવાનો કેટલોક સમય મળતો હતો. ઓળખીતાઓ અરસપરસ એકાંતકેદનો અનુભવ કહેતા, અને હાસ્યવિનોદમાં તથા જૂદી જૂદી બાબતોની ચર્ચામાં સમય ગાળતા. પણ તેવે વખતે અજાણ્યા માણસો સાથે વાતો કરવાનું સરળ ન હતું, તેથી મારા ભાઈ બારીન્દ્ર અને અવિનાશ શિવાય હું કોઇની સાથે વાતચીત કરતો નહિ. તેમની વાતો સાંભળતો, પણ તેમાં ભળતો નહિ. પણ એક માણસ વચ્ચે વચ્ચે ખસીને મારી પાસે આવી જતો--તે ભાવિ બાતમીદાર ( approver ) નરેન્દ્ર ગોસ્વામી હતો. તે સાહસિક, હલકા મનનો અને હલકા સ્વભાવનો તથા વચનમાં અને કર્મમાં અસંયમી હતો. પકડાવાની વખતે નરેન્દ્રે પોતાનો સાહસિક સ્વભાવ અને જોર બતાવ્યાં હતાં, પણ શોખીન હોવાથી જેલનું જરાયે દુઃખ અથવા અગવડ તેનાથી સહન ન થઇ શક્યાં. તે જમીનદારનો દીકરો હતો, અને મોજશોખમાં ઉછર્યો હતો, તેથી જેલના કડક નિયમો અને મુસ્કેલીઓથી તે કાયર થઇ ગયો, અને પોતાની તે વૃત્તિ સર્વ સમક્ષ દર્શાવતાં તે આંચકો ખાતો નહિ. ગમે તે ઉપાયે પણ આ પીડામાંથી છૂટવાની તીવ્ર ઇચ્છા તેના મનમાં દિવસે દિવસે વધવા લાગી. પહેલાં તો તેને

એવી આશા હતી, કે પોતાની કબૂલાત માટે નામુકર જઇ તે એવું સાબીત કરી શકશે કે પોલીસે તેને શારીરિક કષ્ટ આપી ગુન્હો મનાવ્યો હતો. તે અમારી પાસે કહી ચૂક્યો હતો, કે તેનો બાપ એવી ખોટી જુબાની ઉભી કરવા માટે પ્રયત્ન કરી રહ્યો હતો. પણ થોડા દિવસમાં તેની વૃત્તિમાં ફેરફાર દેખાવા લાગ્યો. તેનો બાપ અને એક વકીલ જેલમાં તેની પાસે વારંવાર આવવા લાગ્યા અને છેવટમાં શમસુલઆલમ પણ તેની પાસે આવીને ઘણીવાર એકાંતમાં વાતો કરવા લાગ્યો. આ સમયે અચાનક ગુંસાઈની જીજ્ઞાસાવૃત્તિ અને કુતૂહલતામાં એકાએક વધારો થઇ આવ્યો જોઈ, ઘણાને શંકા થવા લાગી. દેશના મોટા મોટા માણસો સાથે કોને કોને સંબંધ હતો, ગુપ્ત સમિતિને કોણે કોણે અધિક મદદ આપી હતી, હવે સમિતિનું કામ કોણ ચલાવશે, શાખાસમિતિઓ ક્યાં ક્યાં છે ?- વગેરે ન્હાના મ્હોટા અનેક પ્રશ્નો તે બારીન્દ્રને પૂછતો. ગુંસાઇની આ જીજ્ઞાસાવૃત્તિની વાત તરત જ બધાને કાને આવી ગઇ, અને શમસુલઆલમની સાથેના તેના પરિચયની વાત પણ હવે છાની રહી નહિ. તે વાતો પર ઘણી વાર ચર્ચા થતી રહેતી, અને કોઇ કોઇના લક્ષમાં તો એ પણ આવી ગયું, કે પોલીસના દર્શન થયા પછી જ એવા નવા પ્રશ્નો ગુંસાઇના મનમાં ઉઠતા હતા. કહેવાની જરૂર નથી, કે તેને આ પ્રશ્નોના સંતોષકારક જવાબ મળતા નહિ. ગુંસાઇએ જાતે જ શરૂઆતમાં આરોપીઓની પાસે કહ્યું હતું, કે પોલીસ તેની પાસે આવી તેને 'સરકારનો સાક્ષી' બનાવવા માટે તરેહવાર રીતે સમજાવવાનો પ્રયત્ન કરતી હતી. તેણે મને પણ કોર્ટમાં એક વખત આ વાત કહી હતી. મેં તેને પૂછ્યું હતું, તમે શો જવાબ આપ્યો ?' તેણે કહ્યું, "હું ક્યાં સાંભળું એવો છું ? અને સાંભળું તોયે તેમના દિલને અનુકૂળ સાક્ષી કેમ આપું ?'

ત્યાર પછી કેટલેક દહાડે જ્યારે આ વાત નીકળી, ત્યારે મેં જોયું, કે વાત બહુ જ વધી ગઈ છે, જેલમાં ઓળખાવવાના તમાશા

વખતે મારી પાસે ગુંસાઈ ઉભો હતો, ત્યારે તેણે મને કહ્યું, "પોલીસ તો મારી પાસે આવ્યાંજ કરે છે!" મેં મશ્કરીમાં કહ્યું, "તમે એમ કેમ નથી કહેતા કે સર એન્ડ્રુજ ફ્રેઝર અમારી ગુપ્તસમિતિના મુખ્યા છે. તમે કહેશો તો એ લોકોનો શ્રમ સાર્થક થશે." ગુંસાઇએ કહ્યું, "એવુંજ કહ્યું છે. મે કહ્યું કે સુરેન્દ્રનાથ બેનરજી અમારા મુખી છે, તેમને એકવાર બંબગોળા બતાવવામાં આવ્યા હતા." મે ચકિત થઇને પૂછ્યું, "આવી વાત કહેવાનું શું પ્રયોજન હતું?" ગુંસાઇ બોલ્યો, "હું તેમનો દમ કાઢી નાંખીશ. આવી આવી તો બીજી કેટલીએ ખબરો આપી છે. બેટાજી પૂરાવો ઢુંઢી ઢુંઢીને મરશે. વખતે આ ઉપાયથી મુકદ્દમો તૂટી પણ જાય!" તેના જવાબમાં મેં ફક્ત એટલુંજ કહ્યું, કે "આ લત છોડી દે. પોલીસ સાથે ચાલાકી કરવા જતાં કદાચ માર્યો જઇશ." ગુંસાઈની આ વાત કેટલે સુધી સાચી હતી, તે કહી શકાય નહિ. બીજા બધા આરોપીઓનો મત એવો હતો, કે "અમારી આંખમાં ધૂળ નાંખવા માટે જ તેણે આ વાત કહી હતી." મને તો લાગે છે, કે તે સમયે ગુંસાઈ બાતમીદાર બનવાના પૂરા નિશ્ચય પર આવ્યો ન હતો. તેનું મન અવસ્ય તે તરફ બહુ ખેંચાઈ ગયું હતું, પણ પોલીસને થાપ દઈ, તેમના મુકદ્દમાને ધૂળમાં મેળવી દેવાની આશા પણ તેના મનમાં હતી. ચાલાકીથી અને ખોટે રસ્તે કાર્ય સિદ્ધ કરવું, તે નીચ લોકોના સ્વભાવ છે. તે સમયેજ મને ખાત્રી થઈ હતી, કે ગુંસાઇ પોલીસને વશ થઇ, સાચું જૂઠું—જેવી જરૂર કહીને પોતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરશે. એક નીચ સ્વભાવના માણસનું દુષ્ટતામાં થતું એ વિશેષ અધઃપતન મારી આંખોની સામે નાટકની માફક દેખાવા લાગ્યું. મેં જાણ્યું કે દિવસે દિવસે ગુંસાઇનું મન કોઈ રીતે બદલાતું જાય છે. તે વિશ્વાસઘાતનું કામ કરી પોતાના સોબતીઓનું સર્વનાશ કરવાનો જે પ્રયત્ન કરી રહ્યો હતો તેને ટેકો આપવા માટે ક્રમે ક્રમે અનેક પ્રકારની યુક્તિઓ તે અજમાવવા લાગ્યો. એના જેવું પાત્ર માનસશાસ્ત્રના અભ્યાસીને

મળવું મુશ્કેલ છે. પ્રથમ તો કોઇએ પણ ગુંસાઇને ન જાણવા દીધું કે તેનું કપટ સર્વના જાણવામાં આવી ગયું છે. અને તે પણ એવો બેવકૂફ હતો, કે ઘણા દિવસો સુધી કાંઈ સમજી શક્યોયે નહિ. "હું કેવી ચાલાકીથી પોલીસને મદદ કરી રહ્યો છું," એમ વિચારીને તે તો મનમાં ફુલાતો હતો, પણ કેટલાક દિવસો પછી જ્યારે એકાંત-કેદમાંથી લાવી સર્વને સાથે રાખવામાં આવ્યા ત્યારે સાથે રહેવાથી અને વાતચીત થવાથી ગુંસાઇની વાત ઝાઝો વખત છાની રહી શકી નહિ. તે વખતે એક બે છોકરાઓને ગુંસાઇ સાથે ટંટો થયો. તેમની વાતો અને અતડી વર્તણુકથી તેને લાગ્યું, કે તેનું કપટ કોઇથી અજાણ્યું રહ્યું નથી. જ્યારે ગુંસાઇએ સાક્ષી આપી ત્યારે કેટલાક અંગ્રેજી પત્રોમાં એવી ખબર આવી હતી, કે આરોપીઓ આ નવા બાબતો સાંભળી, આશ્ચર્યચકિત અને ઉત્તેજીત થઇ ગયા. કહેવાની જરૂર નથી, કે આ રિપોર્ટરોની નરી કલ્પનાજ હતી. કેટલાયે દિવસો અગાઉથી જ બધા જાણી ગયા હતા, કે આ જાતની સાક્ષી આપવામાં આવશે. એટલું જ નહિ પણ કયે દિવસે કેવી સાક્ષી આપવામાં આવશે, તે પણ બધાના જાણવામાં હતું.

તે સમયે એક આરોપીએ ગુંસાઇની પાસે જઇને કહ્યું, "ભાઇ, હવે મારાથી પણ આ સર્વ કષ્ટ સહ્યું જતું નથી, માટે હું પણ સરકારી સાક્ષી થઇશ. તું સમશુલઆલમને કહી દે કે તે મને પણ છોડાવવાનો બંદોબસ્ત કરે."

ગુંસાઇએ આ વાત માની લીધી અને કેટલાક દિવસો પછી તેને કહ્યું, "સરકાર તરફથી આ બાબતમાં કાગળ આવ્યો છે. તારી અરજ પર અનુકૂળ નિર્ણય થવાનો સંભવ છે." એમ કહીને ગુંસાઇએ તેને ઉપેન્દ્ર વગેરે પાસેથી ગુપ્તસમિતિની શાખા સમિતિઓ ક્યાં ક્યાં છે? તેમના નેતા કોણ કોણ છે? વગેરે જરૂરી બાબતો કઢાવવા વિષે કહ્યું. સરકારનો સાક્ષી બનવાનો ઢોંગ કરનાર

આ નકલી બાતમીદાર ગમ્મતી અને રસિક હતો. તેણે ઉપેન્દ્ર સાથે મસલત કરીને કેટલાંક કલ્પિત નામો બતાવ્યાં, અને કહ્યું, કે મદ્રાસમાં વિશ્વંભર પિલ્લે, સતારામાં પુરૂષોત્તમ નાટેકર, મુંબાઇમાં પ્રોફેસર ભટ્ટ, તથા વડોદરામાં કૃષ્ણજીરાવ ભાવ ગુપ્તસમિતિની શાખા સમિતિઓના મુખી હતા. ગુંસાઇએ આનંદમાં આવી જઇ, આ ખાનગી સમાચાર પોલીસને કહ્યા. પોલીસ પણ મદ્રાસના ખૂણે ખૂણે શોધી વળી. અનેક પિલ્લે મળ્યા, પણ વિશ્વંભર કે અર્ધ વિશ્વંભર પિલ્લે કોઇ પણ મળ્યો નહિ. સતારામાં પુરૂષોત્તમ નાટેકરે પણ પોતાના અસ્તિત્વને ગાઢ અંધકારમાં છૂપાવી રાખ્યું. મુંબાઇમાં એક પ્રોફેસર ભટ્ટ મળ્યા, પણ તે ભલા માણસ તો એવા અચળ રાજભક્ત હતા, કે તેમની નીચે કોઇ જાતની ગુપ્તસમિતિ હોવાનો સંભવ નહતો. પણ ગુંસાઇએ સાક્ષી આપતી વખતે ઉપેન્દ્ર પાસેથી સાંભળેલી વાતપર વિશ્વાસ મૂકી, પોતાના કલ્પનારાજ્યમાં વાસ કરનાર વિશ્વંભર પિલ્લે ઇત્યાદિ મહારથી કાવતરાંબાજોને નોર્ટન સાહેબના શ્રીચરણે અર્પણ કરી, તેની અદ્‌ભૂત કલ્પનાને પોષણ આપ્યું. વીર કૃષ્ણજીરાવ ભાવને માટે પોલીસે એક ઓર જ તમાસો કર્યો. તે લોકોએ માનિકતલ્લાના બગીચામાંથી કોઇ ઘોષ મહાશયે મોકલેલ વડોદરાના કૃષ્ણજીરાવ દેશપાંડેના નામના એક તારની નકલ કાઢી હાજર કરી. એ નામનો કોઈ માણસ વડોદરામાં છે કે નહિ, એ વાતનો પત્તો વડોદરાનિવાસીઓ ભલે ન લગાડી શકે, તો પણ સત્યવાદી ગુંસાઇજીએ વડોદરાવાસી કૃષ્ણજીરાવ ભાવનું નામ આપ્યું છે, માટે કૃષ્ણજીરાવ ભાવ અને કૃષ્ણજી દેશપાંડે એક જ હોવો જોઈએ. અને જો કોઈ કૃષ્ણજીરાવ દેશપાંડે પણ ન મળે, તો મારા પ્રિયમિત્ર કેશવરાવ દેશપાંડેનું નામ કાગળપત્રોમાં મળ્યું જ હતું. તેથી કૃષ્ણજીરાવ ભાવ, કૃષ્ણજીરાવ દેશપાંડે તથા કેશવરાવ દેશપાંડે, એ બધા એક જ માણસ છે, એટલે સાબીત થયું, કે કેશવરાવ દેશપાંડે ગુપ્ત કાવતરાંના એક મુખ્ય પંડયા હતા. આવી જાતનાં સર્વ વિચિત્ર અનુમાનો પરજ નોર્ટન સાહેબની પ્રખ્યાત

કલ્પના આધાર રાખતી હતી. જો ગુંસાઇના વાતોપર વિશ્વાસ મૂકીએ, તો એમ પણ માનવું પડે, કે તેના કહેવાથી જ અમારી એકાંતકેદનો અંત આવ્યો, અને અમને બધાને એક ઠેકાણે રાખવામાં આવ્યા. તેણે અમને કહ્યું હતું, કે પોલીસે એને સર્વની સાથે રાખી, કાવતરાંની છૂપી વાતોનો પત્તો મેળવવાના ઉદ્દેશથી આ વ્યવસ્થા કરી છે. ગુંસાઇ જાણતો નહતો, કે અમે સર્વ આગળથી જ તેના આ નવા વ્યવસાયની વાત જાણી ગયા હતા. આ ઉદ્દેશથી તે એવા પ્રશ્ન કરતો, કે " કોણ કોણ કાવતરામાં સામેલ છે ? ક્યાં ક્યાં શાખાસમિતિઓ છે ? કોણ રૂપીઆ અથવા સહાયતા આપે છે ? હવે ગુપ્ત સમિતિઓનું કામ કોણ ચલાવશે ? " ઇત્યાદિ. તેના સર્વ પ્રશ્નોના જવાબ તેને કેવી જાતના મળતા હતા, તેનું દૃષ્ટાંત હું આગળ આપી ગયો છું. કિન્તુ ગુંસાઇની ઘણી ખરી વાતો જૂઠી જ હતી. ડૉક્ટર ડેલીએ અમને કહ્યું હતું, કે " મેં પોતે એમર્સન સાહેબને કહીને આ ફેરફાર કરાવ્યો છે. " અને ડેલીની વાતજ ખરી હોવી જોઇએ. અને પોલીસે તો આ નવી વ્યવસ્થા જોઇ તેનો લાભ લેવાનો પ્રયત્ન કર્યો હશે. ગમે તેમ હોય, પણ આ ફેરફાર જોઇ મારા સિવાયના બધા બહુ ખુશ થયા. હું તે સમયે માણસોને મળવા માગતો ન હતો. મારૂં સાધનાનું કામ તે સમયે જોરમાં હતું. સમતા, નિષ્કામતા અને શાન્તિનો થોડો ઘણો સ્વાદ મને મળી ચૂક્યો હતો, પણ મારી તે વૃત્તિ તે સમય સુધી દૃઢ થઇ ન હતી. લોકોની સાથે મળવાહળવાથી તેમની ગરબડના પ્રવાહમાં મારો આ નવીન ભાવ તણાઇ જવાનો સંભવ હતો. અને બન્યું પણ તેમ જ. તે સમયે હું જાણતો ન હતો, કે મારી સાધનાની પૂર્ણતાને માટે વિપરીત ભાવોની આવશ્યકતા છે. તે કારણથી જ અંતર્યામી પરમાત્માએ મને મારી પ્રિય એકાંત જગા છોડાવી, અને અચાનક ઉદ્યમ અથવા રજોગુણનો પ્રવાહ વહેવડાવ્યો, અને સર્વ આનંદમાં ગરકાવ થઇ ગયા. હેમચન્દ્રદાસ, સચીન્દ્રસેન ઇત્યાદિ ગાયનના શોખીનોને જે ઓરડામાં રાખવામાં

આવતા હતા તે મોટો હતો. તેથી તેમાં ઘણા આરોપીઓને રાખ્યા. તે ઓરડામાં રાત્રે બે વાગ્યા સુધી કોઇ સૂતું નહિ. આખી રાત હાસ્યની લહર, ગાયનનો અસ્ખલિત પ્રવાહ, અને આટલા દિવસ સુધી રોકી રાખેલ ગપ્પાં, ચોમાસાની નદીઓના પૂરની માફક વહેવા લાગ્યાં, અને શૂન્યકારમાં કોલાહલ મચી રહ્યો. હું સૂઇ ગયો, પણ જ્યારે જ્યારે મારી ઉંઘ ઉડી જતી, ત્યારે એવાં ને એવાં ગાયન, એવું ને એવું હસવું તથા એનીએ ગપ્પાંબાજી જોતો. પાછલે પહોરે જરા શાન્તિ થઇ, ગાયનના શોખીનો સૂઈ ગયા, અને અમારો વા[illegible] પણ શાન્ત થઇ ગયો.



# વ્યાખ્યાનો

## ૧. ઉત્તરપાડા

જેલખાનામાંથી છૂટ્યા પછી તુરત જ ઉત્તરપાડા ધર્મરક્ષિણી સભાના આશ્રય નીચે તા ૩૦ મે, ૧૯૦૯ ના રોજ શ્રી અરવિન્દ ઘોષે નીચેનું વ્યાખ્યાન આપ્યું હતું:—

મને જ્યારે આ સભાની વાર્ષિક સભામાં કાંઇ કહેવા માટે આગ્રહ કરવામાં આવ્યો ત્યારે મને હિંદુધર્મ પર કાંઇક કહેવાની ઇચ્છા થઇ હતી. પણ હવે હું કહી શકતો નથી કે હું તે વિષે બોલીશ કે નહિ. કારણ કે મારા દિલમાં કાંઈ જુદી જ વાત કહેવા તરંગ ઉઠ્યો છે. આ વાત કારાવાસમાં રહેતી વખતે મને માલૂમ પડી છે. એ મારે આખા હિંદી પ્રજાને કહેવાની છે. તે વાત આપણી પ્રજાને કહેવા માટે જ હું જેલમાંથી છૂટીને આવ્યો છું.

લગભગ એક વર્ષ પહેલાં જ્યારે હું છેલ્લીવાર આ સભામાં આવ્યો હતો, તે સમયે હું એકલો ન હતો. તે સમયે મારી બાજુમાં હિન્દી પ્રજાના એક ધુરન્ધર સેવક બેઠા હતા. તે સમયે એ પોતાના

ઇશ્વરદત્ત એકાંતવાસથી છૂટીને આવેલ હતા. ભગવાનની પવિત્ર વાણી સુણવા માટે જ તેમને આવો એકતાંતવાસ મળ્યો હતો. આપ લોકોમાંથી સેંકડો અને હજારો ગૃહસ્થો મળીને તેમનું સ્વાગત કરવા હાજર થયા હતા. હાલ તે બહાદૂર આપણાથી હજારો માઇલ દૂરપર બિરાજે છે. બીજાઓ જેમને હું મારી બાજુએ કામ કરતા જોતો તેઓ પણ દૂર બિરાજે છે. મેં પણ એક વર્ષ એકાંતમાં ગાળ્યું છે. હાલમાં બહાર આવીને જોઇ રહ્યો છું કે પહેલાંની સર્વ વાતો બદલાઈ ગઇ છે. દેશભરમાં એક મહા ભારે તોફાન વ્યાપી રહ્યું છે. એક સજ્જન* જે સદેવ મારી સાથે રહેતા અને મારા હરેક કામમાં શામિલ થતા, તે બ્રહ્મદેશમાં દેશનિકાલની કેદ ભોગવી રહ્યા છે. બીજા ઉત્તર હિંદમાં નજરબંધીનું દુઃખ ભોગવી રહ્યા છે. જ્યારે હું કારાવાસમાંથી છૂટીને બહાર આવ્યો ત્યારે આસપાસ જોયું તો જે લોકો સદૈવ મારી સાથે રહેતા, ભગવદ્‌વાક્ય સાંભળવા માટે જેમની તરફ હું નજર નાંખતો તે ક્યાંયે ન મળ્યા. તેથીએ વધારે મારાપર વીત્યું. જ્યારે હું જેલમાં ગયો હતો ત્યારે સંપૂર્ણ દેશને બંદેમાતરમ્‌ના ગર્જનાથી સજીવ જોયો હતો, સંપૂર્ણ દેશમાં જાતીયતાની સજીવ આશા ધડકી રહી હતી. તે આશા અવનતિની દશામાંથી ઉદ્ધેલ કરોડો માણસોની અતિપ્રિય આશા હતી. હું જેલમાંથી છૂટીને આવ્યો ત્યારે તે અવાજ સાંભળવા મેં કાન માંડયાં, પણ સર્વત્ર સૂનકાર હતું. પ્રભુના જ્યોતિર્મય આકાશને સ્થાને ઘનઘોર ઘટા છવાઇ હતી, અને ચોમેરથી ગર્જનાના કડાકા અને વિજળીના ઝબૂકા થતા હતા. જાણે કોઇને સૂજ ન પડતી હોય કે કયે રસ્તે જવું? સર્વ બાજુએથી એક જ પ્રશ્ન ઉઠી રહ્યો કે " અમે શું કરીએ? હવે શું કરવું જોઇએ?"

હું નથી જાણુતો કે હવે કયાં જવું જોઇએ, અને શું કરવું જોઇએ? પણ એટલું જાણું છું કે ભગવાનની અનંત શક્તિએ જ

* બાબુ શ્યામસુંદર ચક્રવર્તી.

તે અવાજ ઉઠાવ્યો હતો, તે આશા ઝળકાવી હતી, અને હાલ આપણો કંઠ રૂંધાઇ ગયો છે તે પણ એની ઇચ્છાથી જ. એ શોરમાં અને એ શાન્તિમાં પણ એ શક્તિ જ કામ કરી રહી છે. આજે એ શક્તિએ શાન્તિ મોકલી છે જેથી રાષ્ટ્ર થોડીવાર થોભી આત્મનિરીક્ષણ કરે, અને એની ઇચ્છાને ઓળખે. રાષ્ટ્રની આ મૌનસાધના જોઈ હું નિરાશ નથી થયો, કારણ કે જેલમાં રહી હું મૌનસાધનાનો અભ્યાસી થઈ ગયો છું, અને એની ઇચ્છાને ઓળખી શક્યો છું. જ્યારે બિપીનપાલ જેલમાંથી છૂટી બહાર આવ્યા ત્યારે તેમણે પ્રજાને એક સંદેશો આપ્યો હતો. એ પ્રભુપ્રેરિત સંદેશો હતો. હજુ મને તે સંદેશો યાદ છે. એ સંદેશો જેટલો ધાર્મિક હતો એટલો રાજકીય ન હતો. એમણે એમને જેલમાં થયેલા સાક્ષાત્કારની વાત કરી, આપણા સર્વમાં રહેલા, રાષ્ટ્રમાં રહેલા ભગવાનના સાક્ષાત્કારની વાત કરી. તે પછીનાં તેમનાં સર્વ વ્યાખ્યાનોમાં તેમણે અસામાન્ય હેતુની, અસામાન્ય શક્તિની વાત કરવા માંડી. આજે હું પણ જેલમાંથી છૂટીને બહાર આવું છું. આજે હું પણ તમને ફરીથી મળું છું, અને તમે ઉત્તરપાડાના વાસીઓ જ મારૂં પ્રથમ સ્વાગત કરો છો. આ સ્વાગત તમે રાજકીય દૃષ્ટિથી નથી કરતા પણ આપણા ધર્મના રક્ષણ માટેની ધર્મરક્ષિણી સભા મારફતે કરો છો. જે સંદેશો બકસરની જેલમાં ભગવાને બિપીનપાલને આપ્યો તે જ સંદેશો મને અલીપુર જેલમાં આપ્યો. મારા વર્ષભરના કેદખાનામાં મને એ સંદેશો દિન પ્રતિદિન એ સુણાવતો રહ્યો છે, અને હું હવે બહાર આવ્યો છું ત્યારે એ સંદેશો તમને સુણાવવાનો આદેશ કરી રહ્યો છે.

હું જાણતો જ હતો કે હું છૂટીને આવીશ. વર્ષભરનો એકાંતવાસ તે મારા અભ્યાસનું વર્ષ હતું, નહિ તો મને જેલમાં રાખવાની શક્તિ કોનામાં છે? ભગવાને પોતાનો સંદેશો તમને પહોંચાડવા માટે મને કહ્યો છે. જ્યાં સુધી હું તે કામ ન કરૂં ત્યાં સુધી કયા માણસમાં શક્તિ છે કે મારૂં ગળું દબાવે? મને રોકે? હાલ જ્યારે

હું બહાર આવ્યો છું ત્યારે થોડાજ વખતથી ભગવાન કાંઇ નવી જ વાત સૂચવી રહેલ છે. એ વાત મારા મનમાંયે નહોતી. તેની આજ્ઞાથીજ હું અહિં ભાષણ કરી રહ્યો છું.

જ્યારે હું પકડાયો અને લાલબજારની ચોકીમાં મને રાખવામાં આવ્યો ત્યારે હું ભગવાનનો આંતરિક હેતુ જાણી શક્યો ન હતો. ક્ષણભર મારૂં મન ડગ્યું. મેં તેને પૂછ્યું, "ભગવાન આ શું કર્યું? હું તો જાણતો હતો, કે જ્યાં સુધી હું તારૂં કામ નહિ કરી રહું, ત્યાં સુધી તારી રક્ષા નીચે છું, મને અહીંઆ કેમ લાવ્યો?" એક દિવસ થયો, બીજે દિવસ થયો, ત્રીજે દિવસ થયો. અંતમાં મારા હૃદયમાં એવી વાણી સંભળાઇ: "ચૂપ થઈ જો, શું થાય છે." બસ, હું શાન્ત થયો; ચૂપચાપ બધું જોવા લાગ્યો. મને લાલબજારની ચોકીમાંથી અલીપુરની જેલમાં પહોંચાડયો, એક માસ સુધી માણસોથી અલગ એકાંત કોટડીમાં મને રાખવામાં આવ્યો. હું રાતદહાડો ભગવાનની વાણી સાંભળવા માટે, મારે શું કરવું પડશે તેની આજ્ઞા મેળવવા માટે રાહ જોવા લાગ્યો. તે એકાંતમાં પહેલવહેલાં મારા હૃદયમાં એવું સંભળાયું, "ચૂપચાપ એકાંતમાં રહો. હૃદયવાસી ભગવાન સાથે ખેલ્યા કરો." હું દુર્બળ હતો. હુકમ માનવાનું મારાથી બની શક્યું નહિ. દેશનું જે કામ હું કરતો હતો, તેજ મને પ્રિય લાગવા માંડ્યું. અહંકારથી હું વિચારવા લાગ્યો, કે તે કામ મારા વિના બગડશે, બંધ થઈ જશે. મને લાગ્યું, કે તેનાથી છૂટા થવું મારે માટે ઠીક નહિ. ભગવાનની વાણી મારા કાનપર અથડાઇ. તેણે કહ્યું, કે "જે બંધનો તોડવાની શક્તિ તારામાં નથી તે મેં તોડી નાંખ્યાં છે. કારણકે તે બંધનો વધારે વખત રાખવાં તે મારી ઇચ્છાની વિરૂદ્ધ છે. તારો આ મોહ છોડાવવા માટે જ હું તને અહીં લાવ્યો છું." બસ, તેણે મારા હાથમાં ગીતા મૂકી, તેની શક્તિ મારી નસોમાં પેઠી, અને હું ગીતાની સાધના કરવા લાગ્યો. મારામાં કેવળ તેને સમજવાનીજ

નહિ, પણ શ્રીકૃષ્ણે અર્જુન પાસે શું કરાવવા માગ્યું હતું, તથા જે લોકો ભગવાનનું કામ કરવા ચાહે છે, તેમની પાસે ભગવાન શું કરાવવા માગે છે તે હું જાણી શક્યો. જે લોકો ભગવાનનું કામ કરવા ચાહે છે તેમણે કામક્રોધથી રહિત થઈ નિષ્કામભાવે કર્મ કર્યા કરવું, કર્મના ફળની ઇચ્છા ન રાખવી, નાનામોટા, શત્રુમિત્ર, જયપરાજય સર્વેને માટે સમાન દૃષ્ટિ રાખવી એ ભગવાનનો ઉપદેશ છે. હું અનુભવ કરવા લાગ્યો, કે હિન્દુધર્મનો અર્થ શો છે? આપણે હિન્દુધર્મની, સનાતનધર્મની વાતો કર્યા કરીએ છીએ, પણ બહુ જ થોડા લોકો તેનો અર્થ સમજે છે. બીજા ધર્મો વચન અને વિશ્વાસના ધર્મ છે. સનાતનધર્મ જીવનધર્મ છે મનુષ્યત્વની પ્રાપ્તિ અને મુક્તિનો ધર્મ છે. પૃથ્વીભરમાં ફેલાવવા માટે તે આપણને મળ્યો છે. પૃથ્વીભરને તે અર્પણ કરવા માટે જ હિન્દ આજે જાગ્યો છે. તેની જાગૃતિ બીજા દેશોની જાગૃતિ જેવી નથી. બીજા દેશો જાગૃત થાય છે તે દુર્બળ લોકોના પગમાં બેડીઓ નાંખવા માટે, પણ હિન્દુસ્થાન જાગૃત થયો છે પૃથ્વીભરમાં ધર્મની પવિત્ર જ્યોતિ ફેલાવવા માટે. હિન્દુસ્થાન પોતાને ખાતર નહિ પણ મનુષ્યત્વને ખાતર જીવ્યો છે, અને પોતાને ખાતર નહિ પણ મનુષ્યત્વને ખાતર તે સ્વતંત્ર થવા ઇચ્છે છે. તેથી ભગવાને પહેલાં હિન્દુધર્મના કેન્દ્ર તત્ત્વનો અનુભવ મારા હૃદયને કરાવ્યો. તેણે મને કેદ રાખનારાઓનું હૃદય મારી તરફ ફેરવી નાંખ્યું. જેલખાનાનો ભાર જે અંગ્રેજ પર હતો, તેને મને કેદ રાખનારાઓએ કહ્યું, કે "આ માણસ એકાંતકેદની પીડા સહી રહ્યો છે, માટે બીજું કાંઈ નહિ તો છેવટ તેને સવારે અને સાંજે કોટડીની પાસે ફરવા દો." તેણે તેવી ગોઠવણ કરી, અને ફરતી વખતે દૈવીશક્તિ મારામાં આવી. મેં શું જોયું? જોયું કે સાક્ષાત્ વાસુદેવ મને દર્શન દઇ રહ્યા છે. હું એક ઝાડની ડાળીની નીચે ફરી રહ્યો હતો. મેં જોયું, કે સાક્ષાત્ વાસુદેવ–સાક્ષાત્ શ્રીકૃષ્ણ ઝાડ બનીને મને તડકાથી બચાવી રહેલ છે. મેં કેદખાનાના બારણા તરફ જોયું, તેના સળીઆ તરફ

જોયું, તો ત્યાંયે મેં વાસુદેવને જોયાં, નારાયણને જોયાં. હું પાછો ફર્યો, તો મને લાગ્યું, કે સાક્ષાત્ નારાયણ મારી ચોકી કરી રહ્યા છે. હું મારી ધાબળાની પથારીમાં સૂતો અને મેં જાણ્યું, કે મારા પિતા, પ્રેમી પુરુષોત્તમ મને આલિંગન દઈ રહ્યા છે. મેં જેલખાનાના કેદીઓ તરફ જોયું, ચોરોને, હત્યારાઓને, ઠગોને દેખ્યા; તે બધા નારાયણ, વાસુદેવ જ જણાયા. તેમાંના કેટલાકે પોતાની સહાનુભૂતિથી મને મોહિત કર્યો. તેમનો દયાભાવ જોઈ હું શરમાયો. તે એ જ લોકો છે જે પ્રજાના ખેડૂતો છે, જેમને લખતાં વાંચતાં નથી આવડતું, જેમને આપણે મૂછપર તાવ દેઈ 'છોટા લોગ' ગણીએ છીએ. તેમનામાં મેં એક દયાનો અવતાર, સાચો સાધુ જોયો. તેને ૧૦ વર્ષના સખ્ત જેલ મળી છે. ભગવાને મને કહ્યું, કે "જો મેં કેવો માણસ તારી પાસે મોકલ્યો છે! આ સંતને જોયો? આવા જ માણસોને હું જગાડી રહ્યો છું."

હવે મેજીસ્ટ્રેટની અદાલતની વાત સાંભળો. ત્યાં આવ્યો, ત્યારે ભગવાને મને કહ્યું, કે "જેલમાં આવતી વખતે તેં ગભરાઇને કહ્યું હતું, કે 'ભગવાન્! તારૂં શરણ ક્યાં છે?' જો, મેજીસ્ટ્રેટની તરફ જો. બારિસ્ટરની તરફ જો." જોયું, કે કોર્ટમાં મેજીસ્ટ્રેટ નથી. ન્યાયાસન પર વાસુદેવ–નારાયણ બેઠા છે. જોયું, કે કોર્ટમાં બારિસ્ટર નથી. એની જગ્યાએ વાસુદેવ–નારાયણ બેઠા છે. મારા પ્રેમી, મારા નાથ, ત્યાં બેઠા બેઠા હસી રહ્યા છે. ભગવાને પૂછ્યું, કે "કાં, હજુએ તને ડર લાગે છે? લે, મારૂં શરણ તને આપું છું. તારા પર જે કેસ છે, તે મારા પર છોડી દે. તારા લાભને માટે આ પ્રમાણે નથી કહેતો, કહુ છું મારા પોતાના માટે; બીજા કોઇના માટે નહિ."

જ્યારે કેસ ચાલ્યો, ત્યારે હું મારા બારિસ્ટર માટે સલાહની વાતો લખવા બેઠો. તે સમયે એક બનાવ બન્યો. મારી તપાસ માટે જે ગોઠવણ થઇ હતી, તે અચાનક બદલાઈ ગઈ. એક નવો બારિસ્ટર

મારે માટે હાજર થયો. મને ખબર નહતી કે તે આવશે. તેને જોઇને હું આશ્ચર્યમાં ડૂબી ગયો. ભગવાને મને કહ્યું, "આ તને જાળ કાપી બચાવશે. સલાહ આપવા માટે જે કાગળ લખે છે, તે ફેંકી દે. તું તેને સલાહ આપનાર કોણ?" હું બારિસ્ટર ચિત્તરંજનદાસની વાત કરૂં છું. તેણે પોતાનું બધું કામ મૂકી દીધું. મારૂં રક્ષણ કરવા માટે પોતાનો વ્યવસાય છોડી દીધો. રાતોની રાતો જાગી પોતાનું તન ઘસી નાંખ્યું. મેં તેના પર પૂરેપૂરો ભરોંસો રાખ્યો, અને સલાહ માટે લખવું બંધ કર્યું. જે પરિણામ આવ્યું તે તમે જાણોછો. વારંવાર મારા મનમાં એક જ વચન સંભળાવા લાગ્યું, કે "હું તને રસ્તો દેખાડી રહ્યો છું, ડર નહિ. હું જે કામ માટે તને જેલમાં લાવ્યો છું, તેના પર મનને રોક. જ્યારે તું જેલમાંથી છૂટી જાય, ત્યારે તારે કદિ ડરવું નહિ. કદિ પાછું હઠવું નહિ. યાદ રાખવું, કે આ હું કરી રહ્યો છું. માટે ગમે તેટલાં વાદળાં ચઢી આવે, ગમે તેટલી વિપત્તિઓ આવી પડે, ગમે તેટલી અસંભવિત વાતો બને, તેને બંધ કરવાનું કામ માણસની શક્તિ બહારનું છે. હું જ પ્રજાને જગાડી રહ્યો છું. હું નારાયણ છું, હું વાસુદેવ છું. મારે માટે કાંઈ અસંભવિત નથી. હું ચાહું તે જ થશે."

આપમાંથી ઘણાએ મારા આત્મત્યાગની પ્રશંસા કરી છે. જેલમાંથી આવ્યા પછી હું એવી જ વાતો સાંભળ્યાં કરૂં છું, પણ એથી મને દુઃખ થાય છે, એથી હું મુંઝાઉં છું. કારણ હું મારી દુર્બળતા જાણું છું. મારી ત્રુટિઓ હું સમજું છું. એની સામે મેં કદાપિ આંખમીંચામણી કરી નથી. હું એકાંતવાસમાં હતો ત્યારે તે કેવી મારાપર સ્વાર થઇ તે મેં અનુભવ્યું છે. હું જાણું છું કે હું તો માટીનું પૂતળું છું. હું દુર્બળતાથી ભરેલો છું. મારામાં ઉંચી શક્તિનો સંચાર થાય છે ત્યારે જ હું સબળ બનું છું. મેં જેલમાં મારી આસપાસ અનેક નવયુવાનો જોયા છે, જેમની તુલનામાં હું મારી જાતને કાંઇ હિસાબમાં લેખતો નથી. એમનામાં મેં એવી હિમ્મત જોઈ,

એવું નિરભિમાનપણું જોયું કે તેમની આગળ હું કાંઇ લેખામાં નથી. શક્તિ અને ચારિત્ર્યમાં તો મારાથી ચઢી જાય એવા ઘણાયે હતા. પણ જે બુદ્ધિપ્રતિભા માટે હું મનમાં ને મનમાં મલકાતો એમાં પણ મને કોરાણે મૂકે એવા એક બે દેખાયા. ભગવાને મને કહ્યું, કે " આ જ હિન્દુસ્તાનનાં ભાવિ બાળકો છે. આ નૂતન શક્તિવાન પ્રજા ઉભી થવા લાગી છે. તું ડરે છે શાને ? જ્યારે તું સૂઈ જઇશ, ત્યારે તારી જગાએ આ નવયુવાનો કામ કરશે. તું ખસી જઇશ ત્યારે આ નવયુવાનો તારૂં કામ ઉપાડી લેશે, અને તારાં કરતાંયે સરસ કરી બતાવશે. તું નિરાશ કેમ થાય છે? આ પ્રજાને કહેવા માટે તને મારી વાણી મળી ગઇ છે. તે વાણી આ પ્રજાને જગાડશે. " બધુંયે ભગવાને મને બતાવ્યું. પછી અચાનક એક નવો બનાવ બન્યો, જેથી ક્ષણભરમાં એણે મને એકાંતકેદમાં નાંખી દીધો. તે એકાંતકેદના સમયમાં જે કાંઇ બન્યું, તે જાણવાનો હાલ સમય નથી.

દિનપરદિન ભગવાન મને પોતાના ચમત્કાર દેખાડવા લાગ્યા. તેણે મને હિન્દુધર્મના સત્યનો અનુભવ કરાવ્યો. મારા દિલમાં ઘણી શંકાઓ હતી. હું ઇંગ્લાંડમાં વિદેશી ભાવના વચ્ચે ઉછર્યો છું. હું હિન્દુધર્મને કલ્પના, સ્વપ્ન અને માયા સમજતો. હું ધારતો હતો કે તેમાં કશુંએ ખરૂં હશે નહિ. એકાંતવાસમાં મને શરીર, મન અને હૃદયથી હિન્દુધર્મની સચ્ચાઇનો અનુભવ થવા લાગ્યો. તે મારે માટે સજીવ, સચેત બની ગયો. મારે માટે એવા વિષય ઉઘડી ગયા, કે જેને એકે વિજ્ઞાન સમજાવી શકે તેમ નથી. હું ભગવાનને શરણે ગયો હતો ત્યારે ભક્તના અનુભવથી અથવા જ્ઞાનીના અનુભવથી ગયો ન હતો. બહુ દિવસો પહેલાં જ્યારે સ્વદેશીનો આરંભ પણ થયો ન હતો, ત્યારે વડોદરામાં રહેતી વખતે હું ભગવાનને શરણે ગયો હતો. તે સમયે મારા હૃદયમાં ભગવાન પર એવો વિશ્વાસ પણ ન હતો. ભગવાન છે કે નહિ ? તેની પણ મારા મનમાં ખાત્રી ન હતી. તે સમયે

એટ એવી વાત બની, કે જેથી હું વેદોની સચ્ચાઈ અને હિન્દુધર્મની સચ્ચાઈ પર ખેંચાવા લાગ્યો. મને અનુભવ થયો, કે યોગમાં, ધર્મમાં અસામાન્ય સત્ય રહેલું છે. મેં પ્રાર્થના કરી, કે "હે ભગવન્! જો તું મારા હૃદયને જાણતો હો તો મને આ પ્રજાને જગાડવાનું બળ દે. આ પ્રજાને માટે મારૂં જીવન મેં અર્પી દીધું છે."

મેં મુક્તિ ન માગી. બીજા જે માગે છે, તે મેં ન માગ્યું. બહુ દિવસો સુધી મેં તે બળ મેળવવાનો પ્રયત્ન કર્યો. એકાંતકેદની કોટડીમાં મેં ફરી પ્રાર્થના કરી, કે "મને તારો આદેશ સંભળાવ. હું નથી જાણતો, કે શું કરૂં? હું નથી જાણતો, કે કેમ કરૂં? મને તારો સંદેશ સંભળાવ." તે પરથી બે સંદેશા મને મળ્યા: પહેલો:— "તને જે કામ આપવામાં આવ્યું છે, તે એ છે, કે તું આ પ્રજાને જગાડય. તારો જેલમાંથી બહાર નીકળવાનો દિવસ પાસે છે. હું ઇચ્છિતો નથી, કે તું બીજાઓની માફક સ્વદેશ માટે કલેશ સહન કરીને જેલમાં દિવસો ગાળ્ય. મેં તને કામનો ભાર આપ્યો છે. હું તને હુકમ કરૂં છુ, કે જા, કામ કર્ય." બીજો સંદેશો આ આવ્યો:—"તને આ એકાંતવાસના વર્ષમાં જે દેખાડવામાં આવ્યું છે તે હિન્દુધર્મનું સત્ય છે. તે સત્ય હું પૃથ્વીભરમાં પ્રગટ કરવા ચાહું છું. તે સત્ય મેં ઋષિઓ, સંતો, અને અવતારોદ્વારા પૂર્ણતાએ પહોંચાડયું છે. હવે તારામાં તે સત્ય આવે છે જેથી તું તારી પ્રજાનું કામ પૂર્ણ કરી શકે. હું મારી વાણી સંસારમાં ફેલાવાને માટે આ પ્રજાને જગાડી રહ્યો છું. આ જ સનાતન ધર્મ છે, આ જ અવિનાશી ધર્મ છે, જેને તું પહેલાં જાણતો ન હતો, અને જે મેં તારામાં પ્રગટ કર્યો છે. મેં તને એવી ખાત્રી આપી છે, કે જેથી તારો ભ્રમ ટળી ગયો છે; જા, તારી પ્રજામાં જઇને આ વાણી સંભળાવ્ય, કે સનાતન ધર્મને માટે તારી પ્રજા જાગી રહી છે, સંભળાવ્ય, કે પૃથ્વીમાં સનાતન ધર્મના મહિમાનો પ્રચાર કરવા માટે જ તારી

પ્રજા ઉભી થઈ રહી છે. હું તને પૃથ્વીના લાભાર્થે સ્વતંત્રતા આપું છું. તું જા, અને સંસારને આ સંદેશો સંભળાવ્ય, કે જ્યારે જાગૃતિની વાત થાય છે, જ્યારે હિન્દુસ્તાનની વડાઈની વાત થાય છે, ત્યારે સનાતનધર્મની વડાઈ જ ગવાય છે. જ્યારે હિન્દુસ્તાનની ઉન્નતિની વાત થાય છે, ત્યારે હિન્દુધર્મની ઉન્નતિની જ વાત સમજાય છે. આ ધર્મના વિકાસનો અર્થ જ આ દેશનો વિકાસ સમજવો. આ ધર્મને ખાતર જ અને આ ધર્મને લીધે જ હિંદુસ્તાન જીવે છે. હું તને દેખાડી ચૂક્યો છું, કે હું સર્વવ્યાપક છું, હું કેવળ જે દેશને માટે તમે પ્રયત્ન કરી રહેલ છો તેમનામાંજ કામ કરી રહ્યો નથી, પણ જે તેમના માર્ગમાં વિઘ્ન નાંખે છે તેમનામાં પણ હું કામ કરી રહ્યો છું. કેમકે કામ કરનાર અને વિઘ્ન નાંખનાર સર્વ મારા જ માણસો છે. તું નથી જાણતો, કે તું કયે રસ્તે ચાલી રહ્યો છું. તું ધારે છે કંઈ ને થાય છે કંઈ. સર્વમાં મારી શક્તિ મૂકાઇ રહી છે. બહુ દિવસોથી હું તેની તૈયાર કરી રહ્યો છું, અને હવે સમય આવ્યો છે ત્યારે હું જ તેને પરિપૂર્ણ કરીશ.”

મારે પણ તમને આજ કહેવાનું છે. તમારી સભાનું નામ ધર્મ-રક્ષિણી સભા છે, ધર્મની રક્ષા, હિંદુધર્મની રક્ષા અને ઉન્નતિ એ આ સભાનું કાર્ય છે, પણ હિન્દુધર્મ શું છે? સનાતન ધર્મ શું છે? હિન્દુઓ તેને જાળવી રહ્યા છે, માટે જ હિન્દુધર્મ છે. યુગયુગમાં તેની રક્ષા કરાઇ છે. તે એકજ દેશમાં પ્રકાશવા માટે નથી. પૃથ્વીના એક ભાગમાં તેની સીમા બાંધી શકાતી નથી. હિન્દુધર્મ તે જ છે, કે જે અવિનાશી છે. હિન્દુધર્મ તે ધર્મ છે, જે સાર્વભૌમ છે. હિન્દુધર્મ તે ધર્મ છે, જે સર્વ ધર્મોને આલિંગન કરે છે. તે માત્ર એકજ ધર્મ છે, જે પાર્થિવ વસ્તુઓના મોહપર વિજય મેળવી શકે છે. તે એ ધર્મ છે, કે જે હૃદયમાં એવી વાત નાંખી દે છે કે જેથી માણસ ભગવાન સુધી પહોંચી શકે છે. તે એ ધર્મ છે કે જે સર્વ ધર્મોની વાત

કે ભગવાન સર્વમાં વ્યાપી રહ્યો છે તે બતાવે છે. આ એક જ ધર્મ છે, કે જે જુએ છે, કે સંસાર શું છે? તે સમજાવી દે છે, કે સંસાર વાસુદેવની લીલા છે. આ એકજ ધર્મ છે જે આત્માની અમરતા પિછાણે છે, જે જીવનને ધર્મથી અને મૃત્યુથી અલગ થવા દેતો નથી.

આ વાણી આપની પાસે આજે કહેવા માટે મારા મુખમાં મૂકવામાં આવી હતી. હું કહેવા ચાહતો હતો તે કહી ચૂકયો છું. મને જે કાંઇ કહેવાનું આપવામાં આવ્યુ હતું, તેથી વધારે કહેવાનું મારામાં સામર્થ્ય નથી. જે વાણી આપને કહેવાની હતી, તે પૂરી થઇ છે. આ ઉદ્યોગ રાજનૈતિક નથી. આ ધર્મ છે, આ ધ્યેય છે. મારૂં કહેવું એવું છે, કે આ જ સનાતન ધર્મ છે. સનાતન ધર્મ હિન્દુ જાતિમાં વિદ્યમાન છે. તેનામાં તે ફૂલેફાલે છે. સનાતન ધર્મની અવનતિ સાથે આ જાતિની પણ અવનતિ છે. સનાતન ધર્મના નાશ સાથે આ જાતિનો પણ નાશ છે. સનાતન ધર્મ એ જ જાતીયતા છે. આ મારો સંદેશો છે.



# ૨. કલકત્તા મહાવિદ્યાલય



બંગાળ રાષ્ટ્રીય મહાવિદ્યાલયના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ સમક્ષ એ વિદ્યાલયના આચાર્યની પદવીનો ત્યાગ કરતી વેળા તા. ૨૨ ઓગસ્ટ, ૧૯૦૭ ના રોજ શ્રી અરવિન્દ ઘોષે નીચેનું વ્યાખ્યાન આપ્યું હતું:—

મને કહેવામાં આવ્યું છે કે હું તમને શીખામણના બે શબ્દો કહું એવી તમારી ઇચ્છા છે. પણ મને લાગે છે કે આ દિવસોમાં અમારા જેવા ઘરડા પાન કરતાં તમારા જેવા જુવાનીઆઓ સારી શીખામણ અને સલાહ આપી શકે. તમે મારી પ્રત્યે જે પ્રેમ બતાવ્યો છે એથી મારા દિલમાં કેવી લાગણીઓ પેદા થઈ છે એ વિષે તો તમે નહિ જ પૂછો, કારણ કે તે વાણીથી વ્યક્ત કરવી અશક્ય છે. તમે બધાયે જાણો છો કે મેં મારી જગાનું રાજીનામું આપ્યું છે. ગઈ કાલની સભામાં તમે જેને મારી હાલની મુશ્કેલીઓ કહો છો એ મુશ્કેલીઓમાં તમે મારી પ્રત્યે સહાનુભૂતિ બતાવી છે. પણ મારે એને મુશ્કેલીઓ શા માટે કહેવી? એ હું સમજી શકતો નથી, કારણ કે હું નાનો હતો ત્યારથી જે કામ મેં માથે લીધું છે એમાં આવો

અનુભવ થવાનો છે એ મેં પહેલેથી જોઈ લીધું હતું. એથી એ અનુભવ મેળવતાં મને જરાયે રંજ થતી નથી. મારી મુશ્કેલીઓમાં તમે મારી પ્રત્યે સહાનુભૂતિ ધરાવો છો કે નહિ એ જાણવાની મને ખાહિશ નથી પણ જે કામને માટે હું તમે કહો છો તેવી મુશ્કેલીઓ નોતરી રહ્યો છું એ કામને માટે તમે સહાનુભતિ ધરાવો છો કે નહિ એ જાણવાની જરૂર ખાહિશ રાખું છું. જો મને ખાત્રી થાય કે ઉગતી પ્રજાએ આ કામ ઉપાડી લીધું છે, કે હું ગમે ત્યાં જઉં પણ મારૂં આ કામ ઉપાડી લેનારા હું મારી પાછળ મૂકતો જાઉં છું તો મારા દિલમાં જરાયે રંજ નહિ રહે. આથી હું માની લઉં છું કે આજે તમે મને જે માન આપ્યું છે તે મને નહિ, તમારા આચાર્યને પણ નહિ પણ તમારા દેશને, તમારી માતૃભૂમિને આપ્યું છે, કારણ હું જે કાંઇ થોડુંઘણું કરી રહ્યો છું તે એનેજ ખાતર કરી રહ્યો છું; અને હમણાં જે નજીવું સંકટ વેઠવાનો છું તે એને જ ખાતર વેઠવાનો છું. તમારી સહાનુભૂતિનો એ અર્થ લેતાં મને લાગે છે કે મારૂં કામ કરવા હું અશક્તમાન થાઉં તો મારી પાછળ મારૂં એ કામ ઉપાડી લે એવા હું ઘણા મૂકતો જાઉં છું. મને હરખાવાનું બીજું કારણ તો એ છે કે તમારી માફક મારા બધા દેશબંધુઓને પણ મારે માટે એવી જ લાગણી છે. બધી કોમના અને જાતિના માણસોએ મારે માટે જે સહાનુભૂતિ બતાવી છે, અને મારી કસોટીના વખતે મદદ કરવાની જે તત્પરતા બતાવી છે એથી હું જરૂર હરખાઉં છું, અને તે મેં તમને બતાવ્યું તે કારણને લઇનેજ. કારણ હું પોતે તો ક્ષુદ્ર છું, મેં બજાવેલી સેવા પણ ક્ષુદ્ર છે. મારા દેશબંધુઓના હૃદયમાં જે ચીજે ઘર કર્યું છે એની કાંઇ સેવા કરવાથી જ હું તેમનો ભાવ મેળવી શક્યો છું.

અત્યારે હું તમને એકજ સલાહ આપી શકું કે જે કામને માટે મહાવિદ્યાલયની સ્થાપના થઈ છે એ કામ ચાલુ રાખો. મને ખાત્રી છે કે અત્યાર સુધીમાં તમે બધા એ કામની મતલબ સમજી

ગયા છો. અમે જ્યારે બધો કામધંધો છોડીને, જીવનની આશાઓને તરછોડીને આ મહાવિદ્યાલયની સ્થાપના કરી, એનેજ આજીવન સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો ત્યારે એની સ્થાપનામાં અમે નૂતન રાષ્ટ્રની, નૂતન હિન્દુસ્તાનની સ્થાપના જોઈ રહ્યા હતા, જે રાષ્ટ્ર આ દુઃખદૈન્યની રાત્રિ વીત્યે દિવસના ઝળહળતા તેજમાં દુનિયાના ભલા માટે કામ આરંભશે. તમને શુષ્ક માહિતી આપવા, તમારી જીવન-વૃત્તિના માર્ગો ખોલવા આ મહાવિદ્યાલયની સ્થાપના નથી થઈ, પણ માતૃભૂમિને ખાતર કામ કરે અને દુઃખ સહે એવા પુત્રો પેદા કરવા માટે આ મહાવિદ્યાલયની સ્થાપના થઇ છે. હું આશા રાખું છું કે તમે બધા ભવિષ્યમાં આ કામે લાગી જશો, અને અમે જેની અધૂરી અને અપૂર્ણ શરૂઆત કરી છે તેને પૂરૂં અને સંપૂર્ણ બનાવશો. મારી ઉમેદ છે કે હું જ્યારે પાછો ફરૂં ત્યારે તમારામાંથી કેટ-લાકને સમૃદ્ધ બનેલા જોઉં, પણ તે તમારે ખાતર નહિ પણ તમારી સમૃદ્ધિથી માતૃભૂમિને તમે સમૃદ્ધ બનાવો તેને ખાતર. મારી ઉમેદ છે કે હું પાછો ફરૂં ત્યારે તમારામાંથી કેટલાકને મોટા પુરૂષ થયેલા જોઉં, પણ તે તમારે ખાતર નહિ, તમે તમારી અહંતાને પોષો તેને ખાતર પણ નહિ, પણ તમારી મોટાઇથી માતૃભૂમિને તમે મોટી બનાવો, માતૃભૂમિને તમે જગતની પ્રજાઓમાં પહેલાંની માફક ઉંચી ડોકે ઉભી રહેવાને સશક્ત બનાવો તેને ખાતર. તમારા-માંથી જેઓ ગરીબ રહે, અંધારામાં રહે તેમને પણ તેમની ગરીબાઇ અને તેમના અંધારામાં માતૃભૂમિની સેવા કરતા જોઉં એવી મારી મુરાદ છે. પ્રજાના ઇતિહાસમાં એવો સમય આવે છે જ્યારે પ્રભુ તેની આગળ એકજ કામ મૂકે છે, એકજ હેતુ ધરે છે જેની આગળ બીજી ગમે તેવી મોટી અને કિમતી ચીજો જતી કરવી પડે છે. આપણી પ્રજાના ઇતિહાસમાં આ એવો સમય આવ્યો છે જ્યારે એની સેવા શિવાય બીજું કાંઇ આપણને વહાલું ન હોવું જોઇએ. અને આપણી

બધી પ્રવૃત્તિ એ દિશામાં જ દોરાવી જોઈએ. તમે ભણો તો એને ખાતર; તમારાં મન, શરીર અને આત્માને કેળવો તો એની સેવાને ખાતર. તમારી જીવનવૃત્તિ મેળવો તો જીવવા એને ખાતર. પરદેશોમાં જઈ જ્ઞાન મેળવો તો એની સરસ સેવા કરવાને ખાતર. ઉદ્યમ કરો તો એને સમૃદ્ધ બનાવવાને ખાતર. દુઃખ સહો તો એને હરખાવવાને ખાતર. મારી બધી સલાહ આમાં આવી જાય છે. મારે છેવટે એજ કહેવાનું છે કે જો તમારા દિલમાં મારી પ્રત્યે સહાનુભૂતિ હોય તો તે મારી જાત પ્રત્યે નહિ પણ જે કામ હું કરી રહ્યો છું તે કામ પ્રત્યે જોવાની ઉમેદ રાખું છું એટલું જ નહિ, પણ તમારી આ સહાનુભૂતિ કાર્યમાં પરિણત થાય અને જ્યારે હું ભવિષ્યમાં તમારી ઉજ્જવળ કારકીર્દિ પર નજર નાંખું ત્યારે મારા હૃદયમાં ઉંડો સંતોષ રહે કે એ કારકીર્દિ ઘડવામાં મેં પણ કાંઈ હિસ્સો આપ્યો છે.



# ૩. મુંબાઈ



બોમ્બે નેશનલ યુનિયનના આશ્રય નીચે મહાજનવાડી, મુંબાઈમાં મળેલી ગંજાવર સભા સમક્ષ રવિવાર તા. ૧૯ જાન્યુઆરી, ૧૯૦૮ના રોજ શ્રી અરવિન્દ ઘોષે નીચેનું વ્યાખ્યાન આપ્યું હતું:—

મારા દેશબંધુઓ,

શ્રી. રાનડેએ કહ્યું છે કે આ સભાનો કોઇ અધ્યક્ષ નથી, સ્વયં નારાયણ અધ્યક્ષ છે. હું પૂર્ણ ભક્તિભાવથી એનો સ્વીકાર કરૂં છું, અને એ જગનિયંતા મને પ્રેરણા કરે એવી પ્રાર્થના કરી હું આજના વ્યાખ્યાનનો આરંભ કરૂં છું. " હાલની પરિસ્થિતિની જરૂરીઆતો " એ વિષય પર બોલવાનું મને કહેવામાં આવ્યું છે. હાલની પરિસ્થિતિ શી છે ? દેશની પરિસ્થિતિ આજે શી છે ? હું અહીંઆ આવતો હતો ત્યાં રસ્તામાં જ કોઇએ મારા હાથમાં ( બન્દેમાતરમ્ પત્રની નકલ બતાવીને ) આ પત્ર મૂક્યું છે, અને એનું પહેલું જ પાનું વાંચતાં આ બે સમાચાર નજરે પડે છેઃ એક, " યુગાન્તરનો મુકદમો, મુદ્રકને બે વર્ષની સખ્ત કેદ; " બે, " નવશક્તિની ઓફીસની જડતી, મુદ્રકના રૂા. ૧૦૦૦ ના જામીન. "

દેશની પરિસ્થિતિ આ છે. હું કહું છું તે તમે બરોબર સમજો છો? આજે દેશમાં એક ધર્મ છે જે પોતાને રાષ્ટ્રધર્મ તરીકે ઓળખાવે છે. આ ધર્મ બંગાળમાંથી ઉદ્‌ભવ્યો છે. તમારામાંથી ઘણાએ એ ધર્મની દિક્ષા લીધી છે. તમે પોતાને રાષ્ટ્રધર્મી તરીકે ઓળખાવો છો. તમે એનો અર્થ સમજ્યા છો? તમે શું હાથ ધર્યું છે એ સમજ્યા છો? કે માત્ર બુદ્ધિતરંગને વશ થઇ આ ધર્મ સ્વીકાર્યો છે? રાષ્ટ્રધર્મ એ રાજતરંગનો પ્રકારમાત્ર નથી. એ તો ઇશ્વરપ્રણિત ધર્મ છે. કેવળ કીર્તિને ખાતર, વિદ્વતા બતાવવાને ખાતર રાષ્ટ્રપક્ષમાં ભળશો નહિ. "હું રાષ્ટ્રપક્ષનો" એમ કહેવાથી તમે દેશભક્ત થયા અને નહિ કહેનારથી ચઢીઆતા થયા એવો ખ્યાલ સ્વપ્ને પણ લાવશો નહિ. રાષ્ટ્રપક્ષમાં જો તમારે ભળવું હોય, રાષ્ટ્રધર્મ જો તમને સાચે પસંદ હોય તો ભક્તિપૂર્ણ હૃદયે તેમાં પ્રવેશ કરજો. માતૃભૂમિનો ઉદ્ધાર કરવા અર્થે જ ભગવાને આપણને નિર્માણ કર્યા છે એ લક્ષમાં રાખજો. કર્તાહર્તા તો નારાયણ છે. આપણે તો એના હાથમાં નિમિત્ત માત્ર છીએ એ ભાવ મરતાં સુધી હૃદયમાં કોતરી રાખજો.

બંગાળમાં શું બન્યું તે તમે જાણો છો? તમે તમારી જાતને રાષ્ટ્રધર્મી તરીકે ઓળખાવો છો. પણ બંગાળમાં જે બન્યું તે અહીંઆ બનશે તો તમે શું કરશો? બંગાળમાં તો આ (જેલ અને દંડની) વાતો રોજની થઈ ગઇ છે, કારણ કે બંગાળીઓ સમજે છે કે રાષ્ટ્રધર્મ એ જ ધર્મ છે, અને એ પવિત્ર દૃષ્ટિએ તેનો તેમણે સ્વીકાર કર્યો છે. આ ધર્મની વિરોધી પણ કેટલીક બાબતો છે, જે એનું વધતું જોર તોડી પાડવા મથી રહી છે. જ્યારે જ્યારે નવા ધર્મનો ઉદય થાય છે, દૈવી શક્તિનો જન્મ થાય છે ત્યારે ત્યારે એ નવા ધર્મને કચડી નાંખવા, એ દૈવી શક્તિને રૂંધી નાંખવા હજારો વિરોધી બાબતો ઉભી થાય છે. બંગાળમાં આવા નવા ધર્મ, દિવ્ય ધર્મ, સાત્વિક ધર્મનો ઉદય થયો છે. તેને કચડી

નાંખવા વિવિધ પ્રયત્નો થઇ રહ્યા છે. છતાં નારાયણની કૃપાથી અમે અદ્યાપિ જીવતા રહ્યા છીએ. અને શાથી? રાષ્ટ્રધર્મ કદાપિ કચડયો કચડાવાનો નથી, રૂંધ્યો રૂંધાવાનો નથી. એ તો અવિનાશી છે, અલૌકિક છે, અજર છે, અમર છે. નારાયણની તેને સહાય છે. ગમે તેવા પ્રયત્નો છતાં તેનો નાશ થનાર નથી. બંગાળમાં જે કામ થઇ રહ્યું છે તેનો નિયામક નારાયણ છે. નારાયણને કોણ મારી શકે તેમ છે ? તેને કોણ જેલમાં નાંખી શકે તેમ છે ? તે તો અજર છે, અમર છે.

બોલો, આવા બનાવ તમારી તરફ બનવા માંડશે, ત્યારે તમે શું કરશો ? બંગાળી લોકો વર્ત્તે છે તેમ તમે વર્ત્તશો ? (હા, હા.) ખાલી હા, હા ન ભણશો. સાક્ષાત નારાયણ તમને આ સવાલ પૂછી રહ્યો છે એમ સમજો. બોલો, શો જવાબ આપો છો ? તમે બોલો છો તેની ઉપર તમને શ્રદ્ધા છે ? કે માત્ર રાજતરંગ છે ? કે માત્ર વિશાળ પાયા પરની સ્વાર્થાંધતા છે ? કે તમે છૂટા થવા ચાહો છો જેથી તમે સરકારની માફક બીજાઓ પર જુલમ કરી શકો ? તમારા હૃદયમાં નારાયણનો પગસંચાર થયો છે ? તમારા દેહ પણ તમારે સ્વાધીન નથી. તમે નારાયણના હાથમાં નિમિત્ત માત્ર છો એવી શ્રદ્ધા તમારે હૈયે બેઠી છે ? જે કંઇ કરે છે તે એ નારાયણ કરે છે, તમે તો એના હાથમાં યંત્રરૂપ છો એવો વિશ્વાસ તમારા હૃદયમાં આવ્યો છે ? એવી શ્રદ્ધા બેઠી હશે, એવો વિશ્વાસ આવ્યો હશે તો જ તમે રાષ્ટ્રધર્મી કહેવાશો, તો જ તમારા હાથે હિન્દમૈયાનો ઉદ્ધાર થશે. બંગાળી લોકોમાં કોઇનામાં વધારે તો કોઇનામાં ઓછી આ શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે. તમારામાંયે તે ઉત્પન્ન થવી જોઇએ. આવી શ્રદ્ધા દરેક ભારતવાસીના હૃદયમાં ઉત્પન્ન થશે એટલે આપણા કાર્યને નારાયણનો આશિર્વાદ મળશે, પ્રાચીનકાળની ધર્મપ્રીતિ ફરીથા જાગશે અને રાષ્ટ્રનો ઉદય થશે. ભારતવર્ષનો જ્ઞાનદીપ બુઝાય નહિ, ભારત-

વર્ષનો દિવ્યાત્મા મંદતેજ થાય નહિ તે માટે નારાયણે તમને નિર્માણ કર્યા છે. તમારા હાથે નારાયણ પોતાનું કામ કરાવવા ચાહે છે.

બંગાળમાં શું બન્યું છે એ હું તમને કહું. આજથી પહેલાં બંગાળની શી દશા હતી તે તમે જાણો છો. પહેલાં કોઇને બંગાળી કહેવો એ તેનું એક રીતે અપમાન કર્યા બરાબર મનાતું. પહેલાં લોકો બંગાળની વાત કરતા ત્યારે કેવા ભાવથી કરતા? એમાં આદરનો ભાવ હતો કે સન્માનનો ભાવ હતો? બીજા દેશના લોકો બંગાળીઓને માટે શું કહેતા તે તમે સારીપેઠે જાણો છો. તમે પોતે જ બંગાળીઓને માટે શું કહેતા તે તમે સારી પેઠે જાણો છો. પણ આજે શો ભાવ છે? જો કોઇએ તમને કહ્યું હોત કે બંગાળ હિંદના ઉદ્ધારક તરીકે મોખરે આવશે તો તમારામાંથી કેટલા માનત? તમે તેને ના જ પાડત. હિંદનો ઉદ્ધારક બંગાળ થઇ શકેજ નહિ. એ કદાચ મહારાષ્ટ્ર થઈ શકે, પંજાબ થઇ શકે પણ બંગાળ તો ન જથઇ શકે. એવો વિચાર જ ન થઈ શકે. પણ આજે શું છે? આજે બંગાળ સૌથી મોખરે છે. આ અજબ ફેરફારનું કારણ શું? બંગાળીમાં આ કાયાપલટ શાથી? બંગાળમાં એક વાત બની. બંગાળીને પોતાપર શ્રદ્ધા બેઠી. શરૂઆતમાં બંગાળે યૂરોપના સુધારાની મદિરાનું યથેચ્છ પાન કર્યું, યુરોપની વિદ્યાનો બહુ બારીક અભ્યાસ કર્યો. અને યૂરોપના બુદ્ધિવાદી શિક્ષણનો સ્વીકાર કર્યો. આથી બંગાળની બ્રહ્મનિષ્ટાનો લોપ થયો, બંગાળ સંદેહી અને નિરાશાવાદી બન્યું. પરંતુ બંગાળનો એક ગુણ કાયમ રહ્યો. એ ગુણ તે બંગાળની શ્રદ્ધા. જે વાતપર બંગાળીની શ્રદ્ધા ચોંટે છે એ વાત વહેવારમાં ઉતારવી એ બંગાળીનો ખાસ ગુણ છે, પછી ભલે તે વાત સત્ય હો કે અસત્ય હો, યોગ્ય હો કે અયોગ્ય હો. બંગાળી બ્રહ્મસમાજી હો કે સનાતની હો પણ જે સંપ્રદાયપર તેની શ્રદ્ધા ચોંટે છે એ સંપ્રદાયના સિદ્ધાંતો તે અમલમાં મૂકે છે. જો બંગાળીને એમ

લાગે કે ફલાણી વાતની દેશને માટે જરૂર છે, જો બંગાળીને એમ લાગે કે ફલાણી વાત સાચી છે અને કરવા જેવી છે તો તે પછી તે બહુ વાર વિચાર કરવા રહેતો નથી. પછી એ વાતમાં રહેલું સત્ય માત્ર આદર્શજ છે કે કેમ? પોતે જે પ્રમાણિકપણે માને છે તે વહેવારમાં ઉતારવું કે કેમ? અને વહેવારમાં ઉતાર્યા વિના જ પોતે એ માન્યતાઓ ધરાવી શકે કે કેમ? એ પ્રશ્નોનો બુદ્ધિવાદનાં જૂદાં જૂદાં દૃષ્ટિબિન્દુથી વિચાર કરવા તે બેસતો નથી. એ તો કાર્યના પરિણામની પરવા રાખ્યા વિના પોતે જે માને છે તે કરવા બેસી જાય છે. જો પોતે બ્રહ્મસમાજી ન હોય અને સનાતની હોય, જો પોતે હિંદુ ધર્મશાસ્ત્રોમાં સંપૂર્ણ રીતે માનતો હોય તો પોતાના વ્હાલામાં વ્હાલા પ્રિયજનની દુર્બળતાને પોષવા કરતાં એને એ ઘરમાંથી બહાર કાઢી મેલશે. પોતે જે વાતમાં માનતો હોય એને સંપૂર્ણ રીતે, પરિણામની પરવા રાખ્યા વિના, અમલમાં મૂકતાં તે કદિયે અચકાતો નથી. તો બંગાળનો એ પ્રાણદાયક ગુણ કયો વારૂ? શ્રદ્ધા. શ્રદ્ધા એ બંગાળાનો ખાસ ગુણ છે. શ્રદ્ધા કેવળ બૌદ્ધિક વસ્તુ નથી, તેમ માનસિક પણ નથી. એ તો અપૂર્વ, અલૌકિક વસ્તુ છે. દૈવીપ્રેરણાથી તે ઉત્પન્ન થાય છે. મનુષ્યના હૃદયમાં તે વાસ કરે છે. બંગાળીઓમાં આવી અમલી શ્રદ્ધા હતી તેથી જ નારાયણે અમને હિન્દના કુરૂક્ષેત્રમાં સૌથી મોખરે રાખ્યા, અમારાપર વિપદ્ નાંખી અમારી શ્રદ્ધાની કસોટી કરી, અને અમારી પડખે નારાયણ છે એ ભરોંસે એ સર્વ દુઃખ અમે હસતે મ્હોડે સહન કર્યાં. આને માટે શરીરબળીઆઓની જરૂર નથી. આને માટે સાચા શ્રદ્ધાળુઓની જરૂર છે. બંગાળમાં કેટલાંક વર્ષોપર વિલક્ષણ સાધુ-પુરૂષોનો જન્મ થયો. નારાયણે બંગાળીઓની આંખો ઉઘાડી. પોતાની શ્રદ્ધાને લીધે બંગાળીઓએ તેમને ઓળખ્યા, અને યુરોપીય શિક્ષણ જેમને નજીવા માને તેવા પુરૂષોપર સ્ત્રીપુરૂષ સર્વ મોહિત થયાં. આમાંના એકની બંગાળપર અદ્‌ભૂત અસર પડી. બંગાળનો ઉદ્ધાર

કરવા એણે ભગીરથ પ્રયાસ આરંભ્યો. જગતની દૃષ્ટિએ એ દુનિયાને બોજારૂપ હતો. કાળા અક્ષરને કૂટી મારે એવો તે અક્ષરશત્રુ હતો. એકડાએ ઘુંટતા તેને આવડતો નહિ, પણ તેનામાં એક અલૌકિક શક્તિ હતી. પોતાની અલૌકિક શ્રદ્ધાના બળે એણે પ્રભુનાં દર્શન કર્યાં હતાં. ઉપલક દૃષ્ટિએ એની રીતભાત ગાંડા માણસ જેવી લાગતી; એની બુદ્ધિ જડ, સંસ્કાર વિનાની લાગતી; અંગ્રેજી તાલીમ પામેલા નવયુવાનોની દૃષ્ટિએ એ સમાજને કાંટારૂપ નહિ તો બોજારૂપ અવશ્ય લાગતો, છતાં એ માણસ શો ઉદ્યોગ કરી રહ્યો હતો, એ નારાયણથી છાનું ન હતું. એણે એને બંગાળામાં મોકલ્યો. બંગાળમાં આવી કલકત્તાના દક્ષિણેશ્વરના દેવાલયમાં એણે ડેરો નાંખ્યો. સેંકડો સુશિક્ષિત, ફેશનેબલ, યુરોપીય શિક્ષણ પામેલા, વિશ્વવિદ્યાલયની ઉપાધિવાળા નવયુવાનોનાં ટોળેટોળાં એ દેવાલયનાં દર્શન કરવા આવવા લાગ્યાં. તેઓ આ પરમ પવિત્ર સાધુનાં ચરણોમાં પડયાં. તે દિવસથી ભારતવર્ષની મુક્તિનાં દ્વાર ઉઘડ્યાં.

હિન્દુસ્તાનની હાલની હિલચાલને જે પુરૂષો દોરી રહ્યા છે એમનો વિચાર કરો. મારે તમને એક વાત કહેવાની છે, અને તે એ કે આ હિલચાલમાં બહુ ઓછા પુરૂષો છે જેમના પર આ સાધુપુરૂષોની અસર પડી નથી. જો તમે પૂછો કે બિપીનબાબુ પર કોની અસર પડી તો સાધુની. બંગાળને જે પુરૂષો આજ દોરી રહ્યા છે તેમાં આજ જે પત્ર (નવશક્તિ) પર ખટલો ચાલે છે તેના આદ્યતંત્રી પણ છે. તમે કદાચ તેમનું નામ નહિ જાણતા હો, પણ બંગાળમાં તેમનું નામ ઘેરઘેર જાણીતું છે. એમણે આ હિલચાલને આગળ ધપાવવા ઘણું કર્યું છે. એમણે સાધુપુરૂષની જીંદગી ગાળી છે. અને એમની બધી શક્તિ અને પ્રેરણા શક્તિ અને પ્રેરણાના એ આદ્યસ્થાનમાંથી આવી છે. મેં આપને તે દિવસે રાષ્ટ્રીય શિક્ષણ સંબંધી વાત કરી હતી અને તે વખતે આપને યાદ હોય તો મેં એક એવા પુરૂષની

વાત કરી હતી જેમણે પોતાની બધી જીંદગી આ કામની પાછળ આપી દીધી છે, જેમણે કલકત્તા રાષ્ટ્રીય મહાવિદ્યાલયની સ્થાપના કરી છે. એ પુરૂષ પણ એક સંન્યાસીના જ શિષ્ય છે, અને પોતે દુનિયામાં રહેતા છતાં સંન્યાસીની જેમ જીવન ગાળે છે. જે નવ-યુવાનો નારાયણનિર્મિત કાર્ય કરવા બહાર પડ્યા છે એમને તમે જુઓ. એમનામાં કયી શક્તિ કામ કરી રહી છે? એમના માર્ગમાં આવતાં સર્વે વિઘ્નોને વિદારવાની અને એમના માથા પર ઝૂમી રહેલા જુલ્મનો પ્રતિકાર કરવાની એમનામાં શક્તિ ક્યાંથી આવી? હું તમને એ વિષે બે બોલ કહું. આપણા દેશમાં એવા પણ લોકો છે જેઓ રાષ્ટ્રધર્મને "ગાંડપણ" માને છે. આ લોકો વિદ્વાન છે, સાક્ષર છે, અર્થશાસ્ત્રના અભ્યાસી છે, આગેવાન થવાની યોગ્યતાવાળા છે, છતાં તેઓ એમ માને છે કે રાષ્ટ્રધર્મ હિન્દુસ્તાનને પાયમાલ કરશે. તેમનામાં ઘણા સાચા દેશભક્ત છે, શુદ્ધ અંતઃકરણથી દેશનું હિત ચાહનારા છે છતાં તેઓ આમ કહે છે એનું કારણ શું? કારણ એજ કે અત્યાર સુધી તેમને જે શિક્ષણ મળ્યું છે તે કેવળ બુદ્ધિને જ લગતું મળ્યું છે. "તમે જેને માટે હામ ભીડી છે તે કામ મહાભારત છે. બળીઆ સાથે તમે બાથ ભીડી છે, આધુનિક શસ્ત્રોથી સરકાર સુસજ્જ છે. સત્તા અને અધિકારનો તેને સહાયો છે. આવા વિરોધીનો પ્રતિકાર કરી વિજય મેળવવા, તમારી પાસે ક્યાં સાધનો છે?" બુદ્ધિની દૃષ્ટિએ, તર્કની દૃષ્ટિએ આમાં નિરાશા સિવાય કાંઈ નજરે ચઢે નહિ. આ લોકો આ જ દૃષ્ટિએ વિચાર કરે છે, અને તેથી તેમને સઘળું શૂન્ય-કાર ભાસે છે. આ લોકો કહે છેઃ "જુઓ, આ માણસો પર કેસ ચાલે છે. તેઓ કેવી રીતે બાથ ભીડશે? બાથ ભીડવા જેવું છે જ નહિ. સીધું જેલમાં જવાનું છે. તો પછી," આ લોકો દલીલ કરે છે—કેવળ બુદ્ધિવાદથી દલીલ કરે છે, "આ રીતે ક્યાં સુધી લડી શકશો? તમારા બધા આગેવાનોને, તમારા બધા ચુનંદા માણસોને

સરકાર જેલમાં પૂરી દે તો તમે બધાયે દબાઈ જશો, અને તમે જ નહિ પણ આખી પ્રજા દબાઇ જશે." તમે બુદ્ધિવાદથી આ વાતનો વિચાર કરો તો આ વાત તમને સાચી લાગશે. તમે મને પૂછો કે રાષ્ટ્રધર્મનો પ્રતિકાર કરનારાઓની સામે ટક્કર ઝીલવાને શસ્ત્રબળ કયાં છે તો હું નહિ બતાવી શકું. આ શસ્ત્રબળ તમને કદાપિ મદદ કરે પણ જો તમે તેના પર જ માત્ર ભરોંસો રાખો તો લોકો કહે છે કે રાષ્ટ્રધર્મ એ ગાંડપણ છે એ વાત સાચી ઠરે. અલબત્ત, આ પ્રશ્નમાં ઢાલની બીજી બાજુએ છે. જો તમે એમ કહો કે રાષ્ટ્રધર્મથી કાંઇ દહાડો નહિ વળે તો હું આ લોકોની બુદ્ધિને પૂછું છું, કે શેનાથી દહાડો વળશે? વિનીતપક્ષવાદીઓના તર્કશાસ્ત્ર પ્રમાણે, બુદ્ધિવાદ પ્રમાણે શેનાથી દહાડો વળશે? વિનીતપક્ષવાદીઓ શેના ઉપર આધાર રાખે છે? તેમનો આધાર પરદેશીઓ ઉપર છે. જો તમારો આધાર પ્રભુ પર ન હોય, શસ્ત્રબળથી કોઈ વધારે બળવાન શક્તિ પર ન હોય તો તો પછી તમારે બીજાઓ પર જ આધાર રાખવો રહ્યો. બીજાઓ જે આપે તે પર જ સંતોષ માનવો રહ્યો. ભારતના ઉદ્ધાર અર્થે જે ખુદ પરમેશ્વર કરનાર નથી તે પરદેશી સરકાર કરશે એવું કેટલાક માને છે. આમને મારો એજ જવાબ છે કે: "ખુદ પરમેશ્વરના હાથથી જે વસ્તુ મળવાની તમને આશા નથી એ વસ્તુ બ્રિટિશ સરકાર પાસેથી મળશે એવી તમે આશા બાંધી બેઠા છો, પણ તમારી એ આશા ફોગટ છે. કારણ તમારૂં હિત અને એમનું હિત જૂદું છે. જેમાં તેમનો લાભ છે એજ વાત તેઓ કરવાના છે. આથી બીજું સંભવે જ નહિ." તો તમે વિચારો કે તમારો આ તર્કશાસ્ત્ર-બુદ્ધિવાદ તમને કઇ તરફ લેઈ જાય છે. બુદ્ધિવાદ જણાવે છે કે તમારે શસ્ત્રબળ જોઇએ. તે તમારી પાસે નથી. તમે કહેશો કે શસ્ત્રબળ મેળવીશું. પણ સરકાર એવી ગાંડી નથી કે તમને તે મેળવવા દે. ટુંકમાં બુદ્ધિવાદનો એ જ સાર નીકળે છે કે આપણે કરવા જેવું કાંઇ રહ્યું નથી, અને

દેશ પાયમાલ થવા બેઠો છે. હું આ વિષય ઉપર પૂનામાં બોલતો હતો તે વખતે મારો બંગાળનો અનુભવ મેં જણાવ્યો. સ્વદેશીનો આરંભ થયો ત્યારથી ત્રણ ચાર વર્ષ પહેલાં હું બંગાળમાં હતો. તે વખતે લોકોના મનની સ્થિતિ કેવી છે, લોકો હિલચાલ ઉપાડી લેશે કે નહિ, આપણો ઉદ્ધાર થવાની કાંઇ આશા છે કે નહિ, એ તપાસવાનો મારો ઉદ્દેશ હતો. મને લોકોમાં નિરુત્સાહ અને નિરાશા નજરે પડયાં. તે પહેલાં તેમને એવી આશા હતી કે પારકાને હાથે તેમની ઉન્નતિ થશે, પારકી પ્રજા તેમને ટેકો આપી બહાર કાઢશે પણ એ આશા પોકળ નીકળી. આથી તેઓ ભગ્નોત્સાહ અને નિરાશ થયા. જે લોકો પૂરા હૃદયથી હિલચાલમાં જોડાયા હતા તેમને પણ, ફતેહ મળશે એવો ભરોંસો ન હતો. તેઓએ ગાંઠ વાળી કે દેશ ડૂબશે. આવી રીતે લોકો નિરાશ થયા એ બંગાળની દૃષ્ટિએ ઠીક જ થયું, કારણ કે બુદ્ધિવાદે તો હદ કરી દીધેલી. હવે બુદ્ધિનો કંઇ ઉપયોગ નથી, તે કેવળ નિરૂપયોગી છે, એમ બંગાળમાં સદાને માટે નક્કી થયું.

બુદ્ધિ થાકી એટલે હૃદય આગળ આવ્યું. હૃદયે ઇશ્વરી પ્રેરણાનો સ્વીકાર કર્યો. તુરત જ બંગાળે હૃદયનો આદેશ સ્વીકાર્યો. પળવારમાં આખું રાષ્ટ્ર ખળભળી ઉઠયું, ભ્રમ અને નિરાશાનો અંત આવ્યો, સ્વપ્નાવસ્થા બદલાઇને જાગ્રતાવસ્થા આવી, અને બંગાળના મોક્ષનો માર્ગ નજરે પડયો. રાષ્ટ્ર અમર છે, તે દુઃસ્થિતિમાં રહેનાર નથી એવી આખા ભારતવર્ષને શ્રદ્ધા બેઠી. બંગાળમાં આવી શ્રદ્ધાનો જન્મ થયો. આ દુનિયાનાં જડ તત્ત્વો કરતાંયે વધારે મહત્ત્વનું તત્ત્વ બંગાળને હાથ લાગ્યું. ઇશ્વર પર શ્રદ્ધા રાખીને કાર્ય કર્યે જવું અને કાર્યનું ફળ એને સોંપવું એ નૂતન ભાવનાનો જન્મ થયો. ઇશ્વરનિર્મિત શક્તિઓની સામે એણે જ સરજેલી બીજી શક્તિઓનો વિરોધ થાય છે, કારણ કે વિરોધ વિના ઇશ્વરનિર્મિત દૈવી

શક્તિઓનું સામર્થ્ય વધતું નથી. સંકટો સહન કર્યા વિના, નિષ્કામ કર્મ કર્યા વિના અને સ્વાર્થનો ત્યાગ કર્યા વિના આપણા હૃદયમાં વિરાજેલી ઈશ્વિરી પ્રેરણાનું સામર્થ્ય પ્રગટતું નથી. પરોપકાર અર્થે વ્હારે ચઢવાથી, અસુરોએ ત્રાસ દીધાથી જ શ્રીકૃષ્ણનું સામર્થ્ય પ્રગટયું–નજરે આવ્યું. આ પ્રેરણા બંગાળના મનમાં ઉદ્ભવી, અને ભાવિ ઉન્નતિ વિષે આશા બંધાઈ. દૈવી અને આસુરી શકિતઓ વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું અને બંગાળી રાષ્ટ્ર આગળ સવાલ ઉભો થયો કેઃ "તમે સંકટ સહન કરવા તૈયાર છો? તમે દારૂણ દુઃખના સમુદ્રમાં ઝંપલાવવા તૈયાર છો?" નવી ઉત્પન્ન થએલી શ્રદ્ધાથી પ્રેરિત થએલા જુવાન બંગાળીઓએ આ સમુદ્રમાં ઝૂકાવ્યું. તેમને ભારે હાડમારી ભોગવવી પડી, ખૂબ સંકટો સહેવા પડયાં અને જશને બદલે મૃત્યુને ભેટવું પડયું. તેમના હૃદયમાં જે સામર્થ્ય પ્રવેસ્યું હતું તે તેમનું પોતાનું ન હતું. તે તો એક અદૃશ્ય શક્તિનું હતું. તેની હજી કસોટી થવાની હતી. તેમને એ શીખવાનું હતું કે તે શકિત તેમનાથી પર હતી–ભિન્ન હતી, તેઓ તે શકિતના હથિયાર માત્ર હતા.

તો આજની પરિસ્થિતિની શી જરૂરિયાત છે? હું આજ સુધી ઘણા વિષયો પર બોલ્યો છું. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને ગ્રામપંચાયત વગેરે ઘણાયે વિષયો પર લેખ લખ્યા છે, પણ મેં અથવા મારી સાથેના માણસોએ જે કાંઇ ઉપદેશ કર્યો છે તેનો સાર આ સ્વાવલંબનની શકિત છે.

આપણા દેશનો ઉત્કર્ષ માત્ર રાજકીય ચળવળથી થવાનો નથી, માત્ર રાષ્ટ્રીય શિક્ષણ કે સ્વદેશીથી થવાનો નથી, માત્ર બહિષ્કારથી થવાનો નથી. એકલા સ્વદેશીથી થોડી સંપત્તિ વધશે, અને સંપત્તિની ધુનમાં અને તેના આકર્ષણમાં, તેને સુરક્ષિત રાખવાના લોભમાં મુખ્ય બાબત ભૂલી જવાશે. પરાયા દેશના અમલ તળે સપડાયેલા બીજા દેશોમાં પણ સંપત્તિનો વધારો થયેલો છે. રોમન સામ્રાજ્યમાં

ખૂબ જાહોજલાલી હતી, ઉદ્યોગવેપાર પણ ખૂબ હતો પણ એથી રાષ્ટ્રમાં જીવન આવ્યું ન હતું. કસોટીનો સમય આવ્યો ત્યારે જણાઇ આવ્યું કે ઉદ્યોગ અને વણજવેપારમાં આગળ વધેલાં રાજ્યો ટકી શક્યાં નહિ. એ રાજ્યો જીવતાં મૂઆંસમાન હતાં. બહારથી જરા ધક્કો લાગતાં વાર જ તેમના ચૂરેચૂરા થઈ ગયા. આથી એમ નહિ સમજતા કે કોઈ ખાસ પદ્ધતિની આજે દેશને જરૂર છે. આ તો માત્ર કામ કરવાના જૂદા જૂદા રસ્તા સૂચવ્યા છે. ઇશ્વરી પ્રેરણા દેશમાં કામ કરી રહી છે તેનાં આ દૃશ્ય સ્વરૂપો છે. પણ તેની આજે જરૂર નથી. આજે કઈ વાતની જરૂર છે? આજે કેદમાં ગયેલા લોકોને કોનો આધાર છે? માયાજાળ તોડવાનું, સંકટો સહન કરવાનું, મુસ્કેલીઓની સામે ટક્કર ઝીલવાનું જોર આ લોકોમાં ક્યાંથી આવ્યું? એ જોર એક કલ્પનામાંથી આવ્યું. તે કલ્પના તે એ કે "એક અદ્દભૂત દિવ્ય શક્તિ ભારતવર્ષને ઉન્નતિમાર્ગે ચઢાવી રહી છે, એ શક્તિ અજેય છે, અમોઘ છે, અમર છે. અમે માત્ર એ શક્તિની આજ્ઞાનું પાલન કરી રહ્યા છીએ."

આપણે શું કરી રહ્યા છીએ એની ખબર ઘણી વાર આપણને પોતાને નથી હોતી. આપણને અંદરથી કોઈ પ્રેરણા કરે છે. આપણે કયાં જઇએ છીએ એનો હરહમેશ ખ્યાલ આપણને નથી હોતો. આપણી ખાતરી આપણા બુદ્ધિવાદની નહિ પણ આપણા હૃદયની ખાતરી છે કે આપણને પ્રેરણા કરનાર શક્તિ સર્વશક્તિમાન છે, અજેય છે, અમર છે, જગતમાં કોઈ તેનો પ્રતિકાર કરી શકે તેમ નથી, તે પોતાનું ધાર્યું પાર ઉતારશે. આપણે કાંઈ કરવાનું રહેતું નથી. આપણે માત્ર તે શક્તિની આજ્ઞા પાળવાની છે, તે લેઈ જાય ત્યાં જવાનું છે, તે કહે તે કરવાનું છે. તેણે જેલ તરફ આંગળી કરી એટલે જેલમાં જવાનું છે. તેણે દુઃખ તરફ આગળી કરી એટલે દુઃખ ખમવાનું છે. આ સઘળું આપણે હસતે મ્હોડે સહે-

વાનું છે. જેલમાં જવાથી કે દુઃખ ખમવાથી શો ફાયદો છે તે આપણે જોવાનું નથી, આપણે તો માત્ર એ શક્તિની આજ્ઞાનું પાલન કરવાનું છે. દુનિયાના વહેવારૂ લોકો કહેશે કેઃ આ કામ ડહાપણનું નથી. આથી દેશનું બળ કમી થશે, ઉત્તમ, બત્રીશલક્ષણા પુરૂષોનો નાશ થશે. આપણી શક્તિ ક્ષીણ થશે અને દેશનું સામર્થ્ય સંઘટિત થવા પામશે નહિ. પણ બહારથી દેખાતા સામર્થ્ય કરતાં દેશની પાસે કાંઇ જૂદાજ પ્રકારનું સામર્થ્ય છે. તે એક એવી શક્તિ છે જેને નથી મારી જરૂર કે તમારી જરૂર, બિપિનચન્દ્ર પાલની જરૂર કે જેલમાં ગએલા કાર્યકર્તાઓની જરૂર. તેને કોઈની જરૂર નથી. કોઈ પણ માણસના જેલ જવાથી એ શક્તિને આંચ આવે એમ નથી, કે દેશને નુકશાન થાય એમ નથી. કર્ત્તાહર્ત્તા નારાયણ છે, અમે કંઈ કરતા નથી. જે સંકટો સહન કરવાની તે અમને આજ્ઞા કરે છે એ અમે હસતે મ્હોડે સહીએ છીએ. કારણ કે એથી બીજાઓમાં પ્રાણ ફુંકાય છે. જ્યારે અમારી ઉપયોગિતા રહેતી નથી ત્યારે તે અમને કોરાણે કાઢી નાંખે છે. આમ ને આમ જો ચાલ્યાં કરશે તો એકલા જેલખાનાથી બસ થશે નહિ, પણ અમારામાંથી કેટલાક આગેવાનોએ મૃત્યુને ભેટવું જોઇશે. જ્યારે નારાયણને એની જરૂર લાગશે, અને એ પ્રમાણે તે આજ્ઞા કરશે ત્યારે સર્વે સહર્ષ મૃત્યુને આલિંગન કરશે અને શ્રદ્ધા રાખશે કે એમની જગ્યાએ એ આજ્ઞા કરનાર બીજા નર ઉપજાવી લેશે. અમારો કર્ત્તાહર્ત્તા એ નારાયણ છે, અમારૂં કાર્ય પણ એ નારાયણનું છે અને અમારા ગયા પછી અમારી ખાલી પડેલી જગ્યાઓ સાચવનાર પણ એ નારાયણ છે. લોકોના અંતઃકરણમાં એ સર્વદા વસી રહેલો છે. ઘટઘટ એ વ્યાપી રહેલો છે. ટુંકામાં, બંગાળીમાં જે કાંઈ વિશેષતા છે તે એ શ્રદ્ધા છે. કેટલાક લોકો એ પણ નહિ જાણતા હોય કે તેમનામાંયે એ શ્રદ્ધા છે. કેટલાક તેને શ્રદ્ધા તરીકે ઓળખતા નહિ હોય, છતાં પણ તેમનામાં એ શ્રદ્ધા છે. મેં કહ્યું તેમ અમારામાં બુદ્ધિનો વિકાસ બહુ થયો, તેનો અમલ હજીયે ઉતર્યો નથી,

અમારાપર ચાલુ છે. ઘણામાં આ શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે, કારણ કે ઘણાને એવી ભાવના ઉત્પન્ન થઈ છે કેઃ " હું દેશ માટે જીવું છું. હું દેશ માટે દુઃખ વેઠું છું. મારા હૃદયમાં જ નહિ પણ મારા તમામ દેશબન્ધુઓનાં હૃદયમાં નારાયણનો વાસ છે. નારાયણપર મારી ભક્તિ છે, પ્રેમ છે. એના પ્રેમને વશ થઈ હું આ દુઃખ વેઠું છું." આવી રીતે ઘણા લોકો ઇશ્વરપ્રણિત કાર્ય કરવા લાગ્યા છે. માણસને કઇ દિશા બતાવવી એ નારાયણ સારી રીતે સમજે છે. તે સારી દિશાજ બતાવશે એમાં સંદેહ ન હોઈ શકે.

શ્રદ્ધાની સાથે સાથે સ્વાર્થત્યાગની પણ જરૂર છે. બંગાળમાં ચાલી રહેલી હિલચાલ સ્વાર્થહેતુ વિનાની છે. અમારો સ્વાર્થ સાધવા સારૂ અમે તે હિલચાલ શરૂ નથી કરી. એ તો ધર્મ છે, અને તે પ્રમાણે અમે આચરણ કરીએ છીએ. રાષ્ટ્રમાં–દેશબંધુઓમાં જે નારાયણ સ્વરૂપ છે તે આ રીતે ઓળખી શકાય છે. ત્રીશ કરોડ માનવોમાં રહેલું નારાયણનું સ્વરૂપ ઓળખવાનો અમે પ્રયાસ કરી રહ્યા છીએ. જાણતાં કે અજાણતાં એનું કાર્ય કરવા અને મરવા માટે અમે પ્રયત્ન કરી રહ્યા છીએ. કોઇ જુવાન બંગાળીને જેલમાં જવું પડે કે દુઃખ સહેવું પડે તો એથી તેને દુઃખ થતું નથી. તે દુઃખથી ડરતો નથી પણ આનંદથી દુઃખ વ્હોરી લે છે. તે પોતાના મનને સંબોધીને કહે છે કે, " મારૂં કામ પૂરૂં થવાનો વખત આવ્યો. નારાયણની મારા પર મહદ્ કૃપા છે કે એની યજ્ઞભૂમિ પર ચઢવાનો મારે અમુલખ અવસર આવ્યો. દેશબંધુઓના કલ્યાણ સારૂ કષ્ટ સહેવાનું મને સદ્‌ભાગ્ય સાંપડયું, આજે મને અત્યાનંદ થાય છે. આજે માર જન્મનું સાર્થક થયું."

રાષ્ટ્રધર્મનું આ બીજું સ્વરૂપ છે. હું કોઇ ભિન્ન વ્યક્તિ નથી. ત્રીશ કરોડ લોકો એટલે જ હું અને ત્રીશ કરોડ લોકો એટલે જ નારાયણ.

ધૈર્ય–નિર્ભયતા એ ત્રીજો ગુણ છે. શ્રદ્ધા અને સ્વાર્થત્યાગનું આ ત્રીજું અંગ છે. નારાયણપર તમને વિશ્વાસ હોય, સર્વ કાંઈ નારાયણ જ કરે છે, નારાયણ જ મારો માર્ગદર્શક છે, હું કાંઇ કરતો નથી, એવી તમને શ્રદ્ધા હોય તો પછી તમને ભય શાનો? દેશહિત સાધતાં તમારો જાનમાલ કુરબાન કરવાનો તમે નિશ્ચય કર્યો અને એને જ ધર્મ માન્યો તો પછી ભય ક્યાં રહ્યો? તમને કોઇનો ભય નથી. આ દુનિયાના ન્યાયાસન આગળ તમારી તપાસ ચાલતી વેળા તમારૂં ધૈર્ય રંચમાત્ર પણ ડગવાનું નથી, કારણ કે તમારો ધર્મ જ કહે છે કે તમે ધૈર્યવાન છો. આ રાષ્ટ્રધર્મની દિક્ષા લીધી ત્યારથી જ તમે પોતાપણું ગુમાવી નારાયણરૂપ બન્યા છો. આ જગતના કાજીઓ કે સમસ્ત જગત તમારા હૃદયસ્થ નારાયણને શું કરી શકે તેમ છે? જે અમર છે, અજર છે, જેને શસ્ત્ર ઘાયલ કરી શકતું નથી, જેને અગ્નિ બાળી શકતો નથી, જેને પાણી ભીંજવી શકતું નથી તેને આ જગતના નશ્વર શત્રુઓ શું કરી શકે તેમ છે? તેને જેલ જેલમાં રાખી શકતી નથી, ફાંસી ફાંસીપર લટકાવી શકતી નથી. આપણા હૃદયમાં નારાયણનો વાસ છે પછી ડર શાનો? અર્થાત, ધૈર્ય હોવું જરૂરી છે, સ્વાભાવિક છે, અનિવાર્ય છે. જો તમે યુરોપની દૃષ્ટિથી એટલે જડ દૃષ્ટિથી રાષ્ટ્રધર્મના અનુયાયી થયા હશો, જો તમારે પરરાજ્ય કાઢીને બીજું રાજ્ય લાવવું હશે તો પછી તમે માત્ર જડ દૃષ્ટિથી જ બદલાયા છો. આ દૃષ્ટિ કાંઇ ધર્મ નથી. એનો એવો અર્થ નથી થતો કે ત્રીશ કરોડ મનુષ્યો માટે તમારી લાગણી દુઃખાય છે, ત્રીશ કરોડ મનુષ્યોની તમારે ઉન્નતિ કરવી છે, તેમનું શ્રેય કરવું છે. આનો અર્થ તો એટલોજ થાય કે હાલના રાજ્યકર્તા પરદેશી છે, એમની જગ્યાએ તમારે રાજ્યકર્તા થવું એવી તમારી ઇચ્છા છે. તમારે દેશને માટે સ્વતંત્રતા નથી જોઇતી. માત્ર પારકાનું રાજ્ય જઇને તમારૂં રાજ્ય થાય એ જ તમારી મુરાદ છે. જો તમે આવી દૃષ્ટિથી જોડાયા હશો તો તમે કોર્ટમાં કેવી રીતે ટકી શકશો? તે વખતે તમા-

રામાં ધૈર્ય ક્યાંથી આવશે ? કેસ સામે ટક્કર ઝીલવાની તમારામાં હિંમત ક્યાંથી આવશે ? જો તમે બુદ્ધિવાદી રાષ્ટ્રપક્ષના અનુયાયી થયા હશો તો કસોટીનો સમય આવશે ત્યારે તમારૂં અંતઃકરણ તમને શું કહેશે? તમારી બુદ્ધિ તમને શું કહેશે ? તે કહેશે કે, "દેશને માટે મહેનત કરવી એ બધું ઠીક છે પણ અહીંઆ તો મારા બાર વાગ્યા છે. આથી કાંઇ લાભ હશે તો તે મને કેવી રીતે મળશે ? હું તો મરી જઈશ. બીજાના સુખ સારૂ મારે શા માટે દુઃખ ભોગવવું ? આ મારૂં ઘર છે, આ મારી મિલ્કત છે. આ મારાં બૈરીછોકરાં છે. આ બધાંય પર ધાડ આવશે. આપણે તો ભાઈ, આ લપમાં પડવું નથી." જો તમારામાં ઇશ્વર પર શ્રદ્ધા અને સંપૂર્ણ સ્વાર્થત્યાગ નહિ હોય તો આ માયા તમારાથી છૂટવાની નથી. પોતાને લાભ નહિ હોય એવી બાબત સારૂ તમારાથી દુઃખ વેઠાવાનાં નથી, તો પછી ધૈર્ય તો ક્યાંથી જ આવે ? પણ જો તમારામાં દિવ્ય કલ્પના હશે કે " મારી પાસે કાંઈ નથી, હું કોઈ નથી, ત્રીશ કરોડ લોકો એ જ નારાયણ છે, ત્રીશ કરોડ લોકો એજ હું છું," તો તમને જણાશે કે તમે કોઈ અમર વસ્તુ સારૂ સઘળું કરી રહ્યા છો, કોઇ અમર વસ્તુ તમારે હાથે સર્વ કાંઈ કરાવી રહી છે, એટલે પછી કોઈ પણ તમને નડતર કરશે નહિ, બીજો કોઇ પણ ખ્યાલ તમારા દિલમાં આવશે નહિ, ધૈર્ય એની મેળે ચાલ્યું આવશે, એને લાવવાની જરૂર રહેશે નહિ. એ દિવ્ય શક્તિની આજ્ઞા મુજબ તમે કામ કરશો. તે સર્વ-શક્તિમાન અમર શક્તિ તમારૂં અહોનિશ રક્ષણ કરશે, અને મૃત્યુના મ્હોમાં પડયા પડયા પણ તમને ખાત્રી થશે કે તમે અમર છો, તમને દુઃખ પહોંચાડવાની કોઇનામાં શક્તિ નથી.

આ ત્રણે ગુણો હાલની પરિસ્થિતિને અંગે આવશ્યક છે. જે કાર્ય ઉપલક દૃષ્ટિએ જોનારને અશક્ય અને દુઃસાધ્ય લાગે છે એ કાર્ય તમે માથે લીધું છે. જેમ પ્રાચીન કાળમાં નારાયણે અવતાર

ધારણ કર્યો, ત્યારે ત્યારે અતિશય બળવાન અસૂરોનો પણ જન્મ થયો હતો, તેમ તમારા આ પ્રયત્નથી અતિ બળવાન શત્રુઓ તમારી સામે ઉભા થશે. તમે આ રાષ્ટ્રધર્મ સ્વીકાર્યો છે ત્યારથી જગતમાં કોઇથી પણ હારે નહિ એવો જડશક્તિરૂપી શત્રુ તમારી સામે ઉભો થયો છે એ લક્ષમાં રાખજો. કસોટીનો સમય દૂર નથી, તે આવ્યો જ છે. એ સમયે કેવળ બુદ્ધિમત્તાનો શો ઉપયોગ થશે? ઉપર ઉપરનો ઉત્સાહ હશે તો તે કેટલો કામ લાગશે? કેવળ 'બંદેમાતરમ્'ના પોકારો કરવાથી શું રંધાશે? કસોટીની વેળાએ આવા બાહ્ય દેખાવોથી શો લાભ થશે? સમજો કે બંગાળમાં જે લોકો સંકટો સહન કરી રહ્યા છે તેમની જગ્યાએ તમે પોતે છો, તેમનાપર જેવો પ્રસંગ આવ્યો છે તેવો તમારા પોતા પર પ્રસંગ આવ્યો છે. વિચારો કે તેનો જવાબ આપવાની તમારામાં શક્તિ છે કે નહિ? કયી શક્તિથી તમે એને મ્હાત કરશો અને એના પર વિજય મેળવશો? મેં હમણાં જણાવ્યું તેમ જડ સામર્થ્યથી તે પ્રસંગ સામે તમારાથી ટક્કર ઝીલી શકાશે નહિ. શું આ સિવાય તમારામાં બીજી જાતનું સામર્થ્ય છે કે? રાષ્ટ્રધર્મ એટલે શું એની કલ્પના તમારા દિલમાં આવી છે કે? 'રાષ્ટ્રધર્મ એ જ ધર્મ છે અને તેનો આપણે સ્વીકાર કરીએ છીએ' એવી તમારી ખાત્રી થઇ છે કે? જો તમારા દિલમાં એવી કલ્પના આવી હોય, તમને એવી ખાત્રી થઈ ચૂકી હોય તો જ તમારી જાતને રાષ્ટ્રધર્મના અનુયાયી કહેવડાવો, અને આજન્મ એ પ્રમાણે આચરણ કરવાને તૈયાર થાઓ. તમારા અંતરનું જે સામર્થ્ય છે તેને ઓળખો–પિછાણો અને તમે જે કાર્ય કરશો તે તમે નહિ પણ તમારો અંતરાત્મા કરશે. આ રીતનું તમારૂં સામર્થ્ય આખા જગતને બતાવો એટલે તમારા હૃદયમાં જે દિવ્ય શક્તિ વાસ કરી રહી છે તેનો તમને સાક્ષાત્કાર થશે, તે તમારા દરેક વિચારોને પ્રેરશે. પછી તમે એવી ફરિયાદ નહિ કરો કે લોકો આળસુ છે, તમારી કલ્પનાને તેઓ ગ્રહણ કરતા નથી. પછી તમે એમ પણ નહિ કહો

કે અમારા આગેવાનો સારા નથી, અમારા આગેવાનોમાં એકમત નથી, બધા જૂદા જૂદા રસ્તા બતાવે છે; કારણ કે પછી તમને કોઇ આગેવાનની જરૂર રહેશે નહિ. તમારા હૃદયમાં જ તમારો આગેવાન વિરાજે છે. તે પ્રેરણા અને તે સામર્થ્ય તમારા હૃદયમાં જ છે. તેને પૂછીને તમે વર્તશો તો લોકો તમારૂં સાંભળ્યા વિના રહેનાર નથી. જો તમારી આ હૃદયસ્થ શક્તિને તમે ઓળખશો, તમે તે શક્તિની સાનિધ્યમાં રહેતા હશો, તેની સાથે તદ્રૂપ થયા હશો તો તમને ખાત્રીથી જણાઇ આવશે કે લોકો તમારૂં કહેવું માથે ચઢાવશે, તમારા કહેવા પ્રમાણે વર્તશે, તમે કહેશો તે મંત્ર સ્વીકારશે, અને સો–પચાસ વરસે નહિ પણ ઘણીજ થોડી મુદતમાં, બંગાળ પ્રમાણે ફક્ત ત્રણેક વરસમાં, આપણા રાષ્ટ્રનું નામ ગાજી રહેશે. રાષ્ટ્રધર્મનો મંત્ર બંગાળમાં ઉદભવ્યો અને એ મંત્રની શક્તિ બંગાળે જ સિદ્ધ કરી બતાવી. જે બંગાળને કોઇ માનની દૃષ્ટિએ જોતું ન હતું, જ્યાંના લોક આખા હિંદુસ્તાનમાં પોચાપચાક મનાતા તે જ બંગાળ ત્રણ વરસમાં અજબ રીતે બદલાઈ ગયો છે. આનું કારણ માત્ર એ જ છે કે, હૃદયમાં વિરાજી રહેલા નારાયણના સ્વરૂપને બંગાળીઓએ ઓળખ્યું, તે નારાયણની આજ્ઞાનુસાર વર્ત્તન કર્યું અને તેમ કરતાં જે દુઃખ પડયું તે હસતે મ્હોડે સહન કર્યું, અને પોતાના આચરણથી બીજાને દાખલો બેસાડયો. આવી રીતે ત્રણ વરસમાં બંગાળમાં અજબ ફેરફાર થયો છે. અને જે તે ચકિત થઈ પૂછે છે, કે "બંગાળમાં આ તે શું ચાલ્યું છે?" કોઇ પણ વિઘ્નથી આ હિલચાલનો પ્રવાહ રોકાતો નથી, કોઈ પણ શકિતથી એની પ્રગતિ રૂંધાતી નથી. રાષ્ટ્રમાં નવીન અવતારે જન્મ લીધો છે, અને જો તમે તમારા હૃદયમાં વિરાજેલા નારાયણના સ્વરૂપને ઓળખ્યું હશે, પિછાણ્યું હશે, તો આનાથી પણ થોડા વખતમાં નારાયણ આખા ભારતવર્ષને બદલી નાંખશે, કારણ કે આ દિવ્યશકિત શરૂઆતથી જ પ્રગટ થઇ છે. અને હવે તે પોતાનું કાર્ય વધારે ને વધારે ત્વરાથી કરી રહી છે.

આખા જગતની આંખો ખુલે અને આ શક્તિનું રહસ્ય તેને સમજાય ત્યાંસુધી તે પોતાનું કાર્ય અખંડ, અવિશ્રાંત ધારે ચાલુ રાખશે. ગોકુળમાં જેમને કોઈ માન આપતું ન હતું એવા ગરીબ ગોકુળના લોકોમાં, વંદ્રાવનના ગોવાળોમાં થએલા શ્રીકૃષ્ણ પોતાનું મહાત્મ્ય પ્રગટાવશે. આ રાષ્ટ્રનો ઉદય થશે. આ દેશના લોકોનો ઉદ્ધાર થશે, તેમનામાં ઈશ્વરી પ્રેરણા થશે, જગતમાં કોઇપણ તેમનો પ્રતિબંધ કરી શકશે નહિ, કોઈ પણ તેમના માર્ગમાં વિઘ્ન લાવી શકશે નહિ, કારણ કે જે કાર્ય તેઓ કરી રહ્યા છે એ નારાયણનું છે, નારાયણની તેમને સહાય છે. ઉચ્ચપદે ચઢેલા આપણા પ્રાચીન રાષ્ટ્ર સારૂ તેણે એક મહત્ત્વનું કાર્ય યોજ્યું છે. તે કરવા સારૂ એ ફરીથી તમારામાં ઉત્પન્ન થયો છે. તે કાર્ય એ જ છે કે બીજાં રાષ્ટ્રોની માફક ઉન્મત્ત નહિ થતાં, ગરીબોને પગ તળે નહિ રગદોળતાં આ જગતનો ઉદ્ધાર કરવા માટે તમારે કંઇ ને કંઈ કરતા જવું. તે "કંઈ ને કંઇ" તમારા પ્રાચીન ઋષિમુનિઓએ ઓળખાને પ્રગટ કર્યું છે, તેને તમે ફરીથી ઓળખો અને આખા જગતને ઓળખાવો; અને નારાયણ પ્રગટ થાય એટલા સારૂ તમારા હૃદયમાં રહેલું તેનું સ્વરૂપ પિછાણો, તમારૂં જીવન પવિત્ર બનાવો, રાષ્ટ્રનું જીવન પવિત્ર બનાવો એટલે તમારા દ્વારા, તમારા રાષ્ટ્રદ્વારા નારાયણ જગતની આગળ પ્રગટ થશે અને તમારૂં કાર્ય પૂર્ણ કરશે. તમારે આ જ કાર્ય કરવાનું છે. આ ઉપરથી તમે સમજી જશો કે આજની હિલચાલ રાજકીય નથી પણ નારાયણનિર્મિત ધર્મ છે.



## ૪. જલકટા



સને ૧૯૦૮ માં જલકટામાં શ્રી અરવિન્દ ઘોષે આપેલા વ્યાખ્યાનમાંથી કેટલાક પ્રેરણાત્મક ઉતારા નીચે આપ્યા છે:—

દમનનીતિનો દોર આપણા રાજકીય જીવનના બાહ્ય સ્વરૂપને દબાવીને તે જીવનનો અંત લાવવા મથી રહેલ છે. પણ એક પ્રજા જ્યારે એકવાર જાગૃત થાય છે—સરજનહારના પોકારથી સફાળી જાગી ઉઠે છે ત્યારે તેને સખ્તાઈથી દાબી શકાય એ જરીપૂરાણી માન્યતા જેટલી વિચિત્ર છે તેટલી જ ભૂલભરેલી છે. કોઈ પણ પ્રજાના ઇતિહાસમાં આવી વિચિત્ર ઘટના બની નથી, અને ભારતવર્ષના ઈતિહાસમાં તે બનવાની નથી. આપણી ચોમેર ભારે તોફાન મચી રહ્યું છે. મેં તેને આવતાં જોયું હતું. વંટોળીઆનો સુસવાટ અને વરસાદની ઝડી મેં જોઈ, કે તુરત મને વિચાર થયો કે આ તોફાન શાનું ચઢી આવે છે? મારા અંતરાત્માએ જવાબ આપ્યો, કે "વંટોળીઆની પાંખોપર સરજનહાર ચઢી આવે છે, અને એને લીધે જ આ બધું તોફાન મચી રહ્યું છે. એની જ શક્તિ, એનું જ બળ આપણાં ઘરને અને છાપરાંને હચમચાવી રહ્યાં છે." આવું જ તોફાન આપણા પ્રજાજીવનપર ફરી વળ્યું છે. એ પણ એ સરજનહારનું જ કરતૂત છે. આપણે માતૃપૂજાને માટે એક

નવું, સુન્દર મંદિર બાંધી રહ્યા હતા તેટલામાં તો તે એ મંદિરપર તૂટી પડ્યો. એણે એના બેઉ બળવંતા હાથે મંદિરને પકડી ખૂબ હચમચાવ્યું, અને મંદિરનો કેટલોક ભાગ નીચે તૂટી પડ્યો. સરજનહારે આમ શાને કર્યું? દમનનીતિ બીજું કાંઇયે નહિ પણ સરજનહારનો હથોડો છે. તે આપણને મહાન પ્રજા બનાવવા માટે અને સૃષ્ટિમાં એનું કાર્ય કરવા સમર્થ બનાવવા માટે ટીપી ટીપીને ઘડી રહેલ છે. તેના એરણપર આપણે લોઢું બન્યા છીએ. આપણો નાશ કરવા નહિ પણ આપણી પુનર્રચના કરવા તે આપણા પર હથોડાના ઘા કરી રહ્યો છે. દુઃખ વિના સુખ નથી, આત્મભોગ વિના ઉન્નતિ નથી.

× × × ×

અને આપણે ભારતવાસીઓ કસોટીમાં પાછા પડીએ તેમ નથી. આપણે જેવી તેવી પ્રજા નથી. આપણા પર્વતો અને આપણી નદીઓ જેટલી પ્રાચીન છે તેટલા જ આપણે પ્રાચીન છીએ. આપણી અનેકવિધ મહત્તાની બરોબરી કરનાર ઇતિહાસ જગતની પ્રજા હવે ઘડશે. આધ્યાત્મિક ઉન્નતિને માટે કાને ન સાંભળ્યાં હોય એવાં અસંખ્ય કષ્ટો, અને માણસજાત સહન ન કરી શકે એવાં પારાવાર દુઃખો સહન કરી તપશ્ચર્યામાં મગ્ન રહેનાર ઋષિમુનિઓના આપણે વંશજો છીએ. પતિની પાછળ હસતે વદને સળગતી ચિતાપર ચઢી સ્વર્ગે સીધાવતી સતી કુલવધૂઓનાં આપણે સંતાનો છીએ. દુઃખોને તો આપણે સામા જઈ ભેટીએ છીએ. પશુબળને મ્હાત કરનાર આત્મબળ આપણામાં છે, અને તેથી શારીરિક કષ્ટોને શાન્તિથી સહન કરવા આપણે સંપૂર્ણ રીતે સમર્થ છીએ. માનવજાતિના ઇતિહાસના વિરલ પ્રસંગોએ આપણી વચ્ચેજ અવતાર લઈ પ્રભુએ પૃથ્વીપરની પ્રજાઓમાં આપણી મહત્તા સ્થાપી છે. અત્યારે પ્રભુનો અવતાર ફરીથી પાછો આપણી વચ્ચે થનાર હોવાથી એણે લોકોના દિલમાં વાસ કર્યો છે, અને એ આપણી ઉન્નતિ કરી રહ્યો છે.

× × × ×

આપણે આપણા પ્રજાજીવનની પરાકાષ્ટાએ પહોંચવા માગીએ છીએ. સ્વરાજ એ આપણા પ્રજાજીવનની પરાકાષ્ટા છે. તેને આપણે શોધી રહ્યા છીએ, અને તેને માટે જ પ્રભુએ આપણને અવતાર આપ્યો છે, કે આપણે આપણી વ્યક્તિની, આપણા કુટુમ્બની, આપણી કોમની, આપણી પ્રજાની, આપણી આખી માનવજાતિની પરાકાષ્ટાએ પહોંચી એનું મહાત્મ્ય પ્રકટાવીએ. આ પરાકાષ્ટાએ પહોંચવું તેનું નામ જીંદગી; તેનાથી ચ્યુત થવું તેનું નામ મોત.

× × × ×

આપણે શું કરવાનું છે? ઇસુએ સ્વર્ગને ઢુંઢનાર શિષ્યને સંબોધીને કહ્યું હતું, "સ્વર્ગ તારી અંદર છે." તે જ પ્રમાણે સ્વરાજને ખોળનારને આપણે કહી શકીએ, કે "સ્વરાજ તારી અંદર છે." આપણે આપણું પ્રજા તરીકેનું વ્યક્તિત્વ જાણી લઇએ, ગૌરવ સમજી લઇએ, આપણા દરેકની અંદર તથા સમસ્ત પ્રજાજનની અંદર રહેલા પરમાત્માને પિછાણી લઇએ અને તેને જ અર્પણ કરી સઘળાં કાર્યો કરતાં થઇએ તો દુનિયા પર એવી કોઈ શક્તિ નથી કે તેમાં દખલ કરી શકે, દુનિયા પર એવો કોઇ કાયદો નથી કે તેના પર અમલ ચલાવી શકે. અંતરમાં જાગૃત થએલ બ્રહ્મનો આવિર્ભાવ અટકાવવાનું કામ અશક્ય છે. માનસશાસ્ત્રનો નિયમ છે કે એ અંતર્ગત બ્રહ્મને પ્રગટ થવું જ પડે.

× × × ×

પ્રથમ બંગાળે આ દૈવી આદેશ સંભળાવવાનું કામ માથે લીધું, અને તેથી મારને મોખરે ઉભા રહેવાનું અને યુદ્ધનો બોજો ઉંચકવાનું તેને માથે પડ્યું. બંગાળીઓને માથે દુઃખનો મોટો ભાર નાંખી પ્રભુએ તેમના પ્રત્યેનો પોતાનો પક્ષપાત દર્શાવ્યો. હિન્દુસ્તાનનું નસીબ બંગાળીઓને હાથ છે. તેઓ જેવો જવાબ વાળશે તેવું ભારતનું ભવિષ્ય ઘડાશે. આ કાંઇ બે ઘડીનું રમખાણ નથી, આ તો લાંબા

કાળનું યુદ્ધ છે. બંગાળીઓની સામે સવાલ ઉભો છે, અને એ સવાલનો કેવો જવાબ વાળવો તેની જવાબદારી તેમને શિર છે.

× × × ×

આપણે સર્વેએ શાન્તિથી સહન કરવાનું છે, મક્કમ રહી માર ખાવાનો છે. પછી આ દમનનીતિ મિથ્યા નીવડશે. આપણે માત્ર સહનશક્તિનો ગુણ કેળવવાની જરૂર છે, આપણી હિમ્મત, સહનશક્તિ અને મક્કમતા ટકાવી રાખવાનાં છે. કેટલાક એવો અભિપ્રાય દર્શાવે છે કે અત્યારે નમી જવાથી દેશ દમનનીતિમાંથી બચી જશે. તે અભિપ્રાય બરાબર નથી. સખ્તીનાં તોફાનની સામે છાતી કાઢી ખડકની માફક અડગ ઉભા રહ્યે જ દેશ ઉગરશે, હિમ્મતથી અને મક્કમતાથી જ દેશ ઉંચો ચઢશે. આપણી પાસે ભારતમૈયા આ જ માગે છે—પ્રભુ પણ આ જ માગે છે. તેણે કાલે તોફાન મોકલ્યું અને આપણા મંદિરના ઘુમટને ખૂબ હચમચાવ્યો, પણ ઘુમટ અક્ષત છે. આપણી પાસે તે જે માગી રહ્યો છે તે આ છેઃ "મેં તમારી પાસે મારૂં તોફાન મોકલ્યું છે તે એટલા સારૂ જ કે તમે કેળવાઓ અને તમારી શક્તિનું માપ કાઢી શકો. એથી તમને કાંઇ ઇજા થાય, કાંઈ ભાંગતોડ થાય તો ગભરાતા ના. માત્ર તમે એટલું સમજી લ્યો તો બસ છે કે આ સર્વ તમારી શક્તિ વધારવા માટે છે—શક્તિ વધારવા માટે જ છે." હિન્દના અને ખાસ કરીને બંગાળના નવયુવાનોએ આ શિક્ષા ગ્રહણ કરવાની છે. ભવિષ્યમાં આપણાપર કદાચ આથીયે પ્રચંડ તોફાન આવે તે સમયે આ વાત લક્ષમાં રાખી બહાદૂરીથી તેની બરદાસ કરજો, તમારી શક્તિનું માપ કાઢજો, પવનના જોરની સામે ટક્કર ઝીલી તમારી શક્તિને કેળવજો, અને એ કેળવેલી અને વધારેલી શક્તિથી દેશમૈયાના મંદિરનો ઘુમટ અક્ષત રાખજો. આમીન્.

# ૫ ગ્રામસમિતિ



બંગાળમાં જમીનદારીનો રિવાજ છે, અને ત્યાંના સાધારણ જનસમાજની સ્થિતિ અતિ ગરીબ છે. તેઓ વારંવાર પાણીની રેલ કે દુકાળના સંકટોમાં સપડાઈ નિરાધાર બની જાય છે, કારણ કે એ સંકટોની સામે ટકી રહેવામાં જોઈતા જીવનબળનો તેમનામાં હ્રાસ થયો છે. આ સ્થિતિ સુધારવાને માટે ગામે ગામ ગ્રામસમિતિઓ સ્થાપવાનો ઠરાવ સન ૧૯૦૮ના એપ્રિલ માસમાં કિશોરગંજમાં મળેલી મૈમાનસિંગ જીલ્લા પરિષદમાં પસાર થયો. એ ઠરાવ રજૂ કરતાં શ્રી અરવિન્દ ઘોષે જે વ્યાખ્યાન આપ્યું તે આપણા દેશની અત્યારની સ્થિતિને પણ અનુરૂપ હોવાથી એ શબ્દશ: નીચે ઉતાર્યું છે:—

આપે મને જે ઠરાવ પર બોલવા ઊભો કર્યો છે એ ઠરાવ આ પરિષદે અત્યારસુધી પસાર કરેલા સર્વ ઠરાવોમાં અગત્યનો છે. એક ભાઈએ જણાવ્યું તેમ ગ્રામસમિતિ એ સ્વરાજનું બીજ છે. દેશની પરિસ્થિતિમાંથી જ ઉત્પન્ન થએલાં અને દેશની જરૂરિયાતને પહોંચી વળે એવાં મથકો ઠેરઠેર ખોલી એ સર્વને એકત્ર અને સમન્વયિત કરવાં, અને એ રીતે દેશના સ્વતંત્ર જીવનબળની રચના કરવી એનું નામ સ્વરાજ. જ્યારે એક પ્રજા કુદરતે આપેલાં પોતાના જ

જીવનબળ પર જીવે છે અને ફાલે છે ત્યારે તે પોતાનાં જ મથકો ખોલી એ સર્વેનો પોતાની જરૂરિયાત પ્રમાણે સમન્વય કરે છે. પણ જ્યારે આ કુદરતી સ્થિતિમાં ખલેલ પહોંચે છે, અને કોઇ પરદેશી પ્રજા તેના પર સ્વાર થઇ બેસે છે ત્યારે પરાધીન પ્રજાની તમામ શક્તિઓ એ પોતાની તરફ વાળી લે છે, અને એથી પ્રજાના કુદરતી મથકો પોષણ વિનાના થઇ, સત્ત્વહીન બની ખરી પડે છે, અને આખરે એમનો નાશ થાય છે. આજ કારણથી પરદેશી રાજ કોઇ પણ પ્રજાને માટે લાભકારક ન હોઇ શકે, એનાં સાચા જીવનબળ અને પ્રગતિનું પોષક ન હોઈ શકે; તેની અધોગતિ અને મૃત્યુ જ આણે. આ કાંઈ આપણી શોધેલી શોધ નથી. એ તો રાજનીતિશાસ્ત્રનું સનાતન સત્ય છે, અને રાજનીતિશાસ્ત્રના અભ્યાસી દરેક યુરોપીઅનને તે શીખવાડવામાં આવે છે. એ શાસ્ત્રના અભ્યાસનાં પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે કે પરદેશી રાજ પરાધીન પ્રજાના પોષક જીવનબળનો નાશ કરે છે, અને પ્રજાના રાજશરીરને છિન્નભિન્ન કરી નાંખે છે. જો પરાધીન પ્રજાને આ સ્થિતિમાંથી ઉગરવું હોય તો તેણે પોતાના જીવનબળને પોષે એવાં મથકો ખોલી આ સ્થિતિને ઉલટાવવી જોઇએ. આપણા હિંદુસ્તાનમાં આપણા પ્રજાકીય જીવનબળને પોષે અને ખીલવે એવાં આપણાં પોતાનાં જ સાધનો હતાં. આપણાં ગામો સ્વાવલંબી હતાં, અને આપણી કેન્દ્રસ્થ સંસ્થામાં આપણી પ્રજાનું હૃદય ધબકતું. આ કેન્દ્રસ્થ સંસ્થા અને આપણાં ગામોને જમીનદાર સાંકળના આંકડાની માફક જોડતો. પણ આજે પરદેશી રાજના આવવાથી એ બધાં કાં તો અપંગ બન્યાં છે, કાં તો એમનો સમૂળગો નાશ થયો છે. આ બધાંનો પુનરૂદ્ધાર કર્યેજ આપણે પ્રજા તરીકે જીવી શકીએ એમ છીએ, અને સૌથી પ્રથમ આ બધાંના પાયારૂપ, આપણી પ્રજાના જીવનબળની ચાવી રૂપ આપણાં સ્વાવલંબી અને સ્વાધીન ગામડાંઓનો પુનરૂદ્ધાર કરવો આવશ્યક છે. જો આપણે સ્વરાજનું ચણતર ચણવું હોય તો તે આ

ગામડાંઓના પાયાપર ચણવું જોઇશે. અસલના વારામાં આપણાં ગામો સ્વાવલંબી હતાં ખરાં, પણ બીજાં ગામોથી અને આખા દેશથી વિખૂટાં પડી જઈ તેઓ એકલવાયાં બની ગયાં હતાં. આને લીધે આપણા પ્રજાકીય જીવનબળની ખીલવટનો અવરોધ થયો હતો. આ ભૂલ ફરીથી ન થવા પામે તે માટે આપણાં ગામોને માત્ર સ્વાવલંબી બનાવવાં એટલું જ નહિ, પણ એમનાં જીવનને એમની આસપાસનાં ગામોના જૂથનાં જીવનની સાથે ઓતપ્રોત કરવાં, અને તેઓ સૌને ખાતર, એક જ હેતુને ખાતર જીવે છે એવી ભાવના ઉત્પન્ન કરવી. આવાં દરેક જૂથમાં પાછી જૂથ પોતે જીલ્લાનું અંગ છે અને પોતે જીલ્લાને ખાતર જીવે છે એવી ભાવના ઉત્પન્ન કરવી, અને જીલ્લો પ્રાંતનું અંગ છે અને પ્રાંત સમસ્ત દેશનું અંગ છે એવી સાર્વત્રિક ભાવના ફેલાવવી, આજેથી કોઇ વિભાગ બીજા વિભાગોથી વિખૂટો પડી એકલવાયો ન બની જાય. આપણે હાથમાં લીધેલા કાર્યક્રમની આ રૂપરેખા છે, અને તે કૃત્રિમ ન બનતાં જીવનપોષક બને તે માટે પાયાથી શરૂ કરી મથાળા સુધી ચણતર લઇ જવું જોઇએ. ગામ એ પ્રજાકીય તરૂનું બીજ છે. એ તરૂને આપણે તંદુરસ્ત અને લીલુંછમ બનાવવું હોય તો બીજ પણ તંદુરસ્ત અને લીલુંછમ હોવું જોઇએ. જેમ બીજમાંથી ફણગો ફુટે છે તેમ ગામમાંથી સ્વરાજ ફુટે છે. સ્વરાજની ઉત્પત્તિ ગામડામાંથી થાય છે.

બીજા દષ્ટિબિન્દુથી વિચાર કરી જુઓ. પ્રજાને સ્વાવલંબી અને સ્વાધીન બનાવવી એનું નામ સ્વરાજ. જ્યારે પ્રજાશરીરનો કબજો પરદેશીઓના હાથમાં જાય છે ત્યારે પ્રજા પોતાનાં અંગોની માવજત કરવી વિસરી જાય છે, અને સર્વ પ્રવૃત્તિઓ માટે પરદેશીઓ તરફ નજર કરતાં શીખે છે. આને લીધે એનાં અંગો આળસુ થઇ ધીરે ધીરે અપંગ બની જાય છે. આપણે હિંદવાસીઓ પરદેશીઓની સત્તામાં એટલા અંજાઈ ગયા, એટલા નિરાધાર બની ગયા કે

આપણે આપણાં અંગોનો ઉપયોગ કરવોયે વિસરી ગયા, અને આપણી સ્વતંત્રરીતે કામ કરવાની ઇચ્છા નાશ પામી. આને લીધે આપણે એટલા બધા પરાધીન અને ઓશીઆળા બની ગયા કે આપણાં જેટલી પરાધીનતા અને ઓશીઆળાપણાનો દુનિયાના બીજા કોઇ દેશના ઇતિહાસમાં જોટો નથી.

આપણું સમગ્ર રાષ્ટ્રીય જીવન આ પરાધીનતા ગળી ગઈ. માટે આ પરાધીનતાની ટેવ છૂટે અને દેશ સ્વાધીન બને, સ્વાવલંબી બને તો જ સ્વરાજ ભોગવવું શક્ય છે. આપણું રાષ્ટ્રીય જીવન આપણે ફરીથી હાથમાં લેવું જોઇએ, અને એમાં તાત્કાળિક ફેરફારો કરવા જોઇએ. આ ફેરફારો અડધાપડધા કર્યે નહિ ચાલે, કારણકે રોગ ભારે છે એટલે એનો ઇલાજ પણ ભારે કરવો જોઇશે. આપણે આપણી તમામ આદતો બદલી નાંખવી જોઇએ, અને આપણા રાષ્ટ્રીય જીવનના ખૂણેખૂણામાંથી પરાધીનતાને વાળીઝાડી બહાર કાઢવી જોઇએ, જેથી એ પરાધીનતા કોઇ ખૂણાખાંચરામાં સડી પ્રાણનાશક બદબો ન ફેલાવે. કેળવણી, ઉદ્યોગવેપાર, જાહેર બાંધકામ, આરોગ્ય, સ્વરક્ષણ, પંચાયત વગેરે તમામ આપણે આપણા હાથમાં લેઇ લેવાં જોઇએ. આ માટે આપણને ગ્રામસમિતિ વિના ચાલે એમ નથી, કારણ કે ઠરાવમાં જણાવ્યું છે તેમ ગ્રામસમિતિ વિચાર કરીને બેસી રહેનારૂં પંચ માત્ર નથી બનનાર, પણ ગામોપયોગી કામો કરનારૂં કારોબારી મંડળ બનશે. ગ્રામસમિતિ પોતાના ગામમાં રાષ્ટ્રીયશાળા ઉઘાડશે અને તેમાં પોતાનાં બાળકોને દેશભક્તનું શિક્ષણ આપશે. આ બાળકો મોટાં થશે ત્યારે પરાધીન દેશમાં રહી પરાધીન જીવન ગાળવાનું ભૂલી જશે, અને પોતાને ખાતર નહિ જીવતાં દેશને ખાતર જીવશે. ગ્રામસમિતિ પંચાયતનું કામ હાથ ધરશે અને એ મારફત ન્યાયખાતાના વહીવટ પર કાબૂ મેળવશે. ગ્રામસમિતિ ગામના આરોગ્યનું, રક્ષણનું, કૂવા, હવેડા, ધર્મશાળા,

રસ્તા વગેરે સમરાવવાનું કામ હાથ ધરશે, અને એ રીતે જડ ઘાલી બેઠેલી પરાધીનતાની કુટેવમાંથી દેશને મુક્ત કરી સ્વાશ્રયી અને સ્વાધીન બનાવશે. સ્વાશ્રય અને સ્વાધીનતા એ સ્વરાજની પ્રથમ શરતો છે, અને એ શરતોનું પાલન ગ્રામસમિતિ મારફત જ થઈ શકે તેમ છે.

સ્વરાજની બીજી શરતો એ છે કે આપણે લોકોની રાજકીય વૃત્તિને જગાડવી. દુનિયાના ઇતિહાસમાં એવો સમય હતો જ્યારે થોડા વર્ગો—અમલદારી વર્ગો, શિક્ષિત વર્ગો, બહુ તો વેપારી વર્ગો—જાગૃત થાય તોયે ચાલી શકે. પણ હવે એ સમય નથી રહ્યો, હવે તો રાષ્ટ્રનું સંઘટ્ટન કરવા આમલોકોની રાજકીય વૃત્તિને જાગૃત કરવી જરૂરી છે. હવે અમુકતમુક વર્ગોનો જમાનો નથી રહ્યો, આ તો લોકમતનો જમાનો થયો છે. હાલના જમાનામાં જે રાષ્ટ્રને જીવતા રહેવાની ઇચ્છા હોય, જે રાષ્ટ્રને સ્વરાજ મેળવવાની કે જાળવી રાખવાની ઇચ્છા હોય એ રાષ્ટ્રે લોકોને કેળવવા જોઇએ, લોકોને જાગૃત કરવા જોઇએ, લોકોને રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન કરાવવું જોઇએ જેથી રાષ્ટ્રનો દરેક માણસ એમ સમજે, કે રાષ્ટ્રના સુખમાં એનું સુખ છે, રાષ્ટ્રની આઝાદીમાં એની આઝાદી છે. આ કામ પણ ગ્રામસમિતિની મારફત જ થઇ શકે. જ્યાં સુધી આપણે ગામડાના જીવનને એક ન બનાવીએ ત્યાં સુધી આપણે શિક્ષિત અને અશિક્ષિત વર્ગો વચ્ચેનું અંતર ન પૂરી શકીએ. ગામડામા જ આ બન્ને વર્ગોનું પરસ્પર મિલન થાય છે, અને ગામડામાં જ તેઓ એકતા અનુભવી શકે છે. ગ્રામસમિતિ લોકોને ગ્રામસ્વરાજનું ભાન કરાવશે, તે દ્વારા તાલુકાસ્વરાજ અને જીલ્લાસ્વરાજનું ભાન કરાવશે, અને એ રીતે ઉત્તરોત્તર પગથિયાં ચઢતાં ચઢતાં પ્રાંતિકસ્વરાજ અને આખરે સમસ્ત પ્રજાસ્વરાજની અસ્મિતા અનુભવાવશે. સાધારણ ગ્રામવર્ગ પ્રજાસ્વરાજની ભાવના એકદમ ઝીલી શકે એમ નથી, અને એથી તેને ધીરે ધીરે ગ્રામસ્વરાજથી ચઢતાં ચઢતાં પ્રજાસ્વરાજની

ભાવનામાં કેળવવો જરૂરી છે. ગ્રામસમિતિઓ સ્થાપ્યા વિના આમ-વર્ગને રાજકીય બાબતોનું જ્ઞાન આપવું અશક્ય છે.

આખરે, એકતા વિના સ્વરાજ અશક્ય છે. પણ આપણે સ્વરાજ માટે જે એકતા માગી રહ્યા છીએ તે વિચારોની એકતા નથી, બુદ્ધિની એકતા નથી, પણ તે હૃદયની એકતા છે, પ્રેમની એકતા છે. પ્રેમમાં-થીજ તે ઉદ્‌ભવે છે. આ હૃદયના આ પ્રેમના અભાવને લીધે જ, આપણા અંદર અંદરના કુસંપને લીધે જ પરદેશીઓ આપણા ઉપર રાજ કરે છે, અને આપણી માતૃભૂમિ અને એનાં બાળકો પરથી આપણી નજર ઉઠાવડાવી સર્વ કામને માટે એમના પર નજર માંડતાં શીખવે છે, અને એ રીતે પોતાના પાયા ઉંડા રોપે છે. આથી આપણે પરદેશીઓના બળ પર આધાર રાખતા થઇ ગયા છીએ, અને એને જ જીવન સર્વસ્વ માની બેઠા છીએ. આને લીધે હિંદુ મુસલમાન એ બે કોમ વચ્ચે અંતરપટ પડી ગયો છે, અને બન્ને કોમ વિખૂટી પડી ગઇ છે. પ્રથમ હિંદુઓને લાલચ આપી બાથમાં ઘાલ્યા, અને મુસલમાનોની દહેશત ખાઈ એમને નીચેને નીચે દબાવી રાખ્યા. આજે હિંદુઓ રીસાઇ બેઠા છે એટલે મુસલમાનો અને બીજી કોમોને પાંખમાં ઘાલી છે, અને આ રીતે સર્વ કોમો એક બીજાથી વિખૂટીને વિખૂટી જ રહે છે, કારણ કે તેઓ માનચાંદ અને સુખભોગને માટે પોતાની માતૃભૂમિ પર નહિ પણ પરદેશીઓ પર નજર માંડે છે. અસલના વારામાં આપણે આજે સાંભળીએ છીએ એવી પાણીની બૂમ કદિ કાને પડી નહોતી, કારણ કે તે વારામાં લોકોમાં એક બીજા વચ્ચે પ્રેમ હતો, અને એ પ્રેમને લીધે તેઓ એક બીજાને મદદ કરતા, એથી પાણીની બૂમ હોવાનો સંભવ જ નહોતો. જમીનદારને અને ખેડૂતને ઘરોબો હતો. ખેડૂતને વિપદ્‌ પડે તો પોતાનું જીવવું નિરર્થક છે એમ જમીનદારને લાગતું. એનાં દુઃખ કેમ દૂર કરવાં એ જ વાત સદા એના મનમાં

ઘોળાયાં કરતી. પણ પરદેશી રાજના આવવાથી આ બધો પ્રેમ, આ બધો વાત્સલ્યભાવ, એક બીજાના દુઃખમાં દાઝવાની વૃત્તિ, એક બીજાને મદદ કરવાના ભાવના એ સર્વેનો લોપ થયો, અને એને બદલે દરેક કામ માટે પરદેશીઓ પર નજર માંડતાં લોકો શીખ્યા. હવે તો સૌ કોઇ પોતાને જ માટે જીવે છે, અને બીજાઓને કાંઇ દુઃખ હોયતો સરકાર ધણીયે સંભાળશે એમ માની બેપરવા બને છે. આને લીધે એક બીજાને માટે પહેલાં જે પ્રેમનો નિર્મળ ઝરો વહેતો હતો તે આજ સૂકાઇ ગયો છે. હવે એને ફરીથી વહેતો કરવાની જરૂર છે. એ ગ્રામસમિતિ મારફત જ થઇ શકે એમ છે. ગ્રામસમિતિ આપણા એકલપેટાપણાનો, આપણા અતડાપણાનો નાશ કરશે, એક બીજાના દુઃખમાં દાઝવાની, એક બીજાને મદદ કરવાની આપણી વૃત્તિને જગાડશે અને આપણને આપણા રાષ્ટ્રીય જીવનનું ભાન કરાવશે. ગામલોકોને જોઇએ તેટલું પાણી પૂરૂં પાડી પાણીની બૂમ તે દૂર કરશે. પંચાયતો સ્થાપી ઘરકુટુમ્બના કજીઆ ઘરમેળે જ પતાવી ભાઇચારાની ભૂંસાઇ ગયેલી ભાવના ફરીથી સ્થાપશે. માંદાઓને શોધી કાઢી તેમની માવજત કરશે. દુકાળના વારામાં દુકાળપીડિત લોકોને અન્નવસ્ત્ર વહેંચી સહાય કરશે. ન્યાય માગનારાઓને ન્યાય આપશે, ગરીબોનું પાલન કરશે, લોકોનું રક્ષણ કરશે અને આ રીતે જ્યારે હરેક માણસ બીજાને માટે જહેમત ઉઠાવતો થઇ જશે ત્યારે આપણા રાષ્ટ્રીય જીવનની જૂની એક્તા પુનઃ સ્થાપિત થશે, આપણી પ્રજાના જૂદા જૂદા લોકોનાં હૃદય એક થશે અને એ એક્તાના પાયા પર સ્વરાજનું મંડાણ થશે.

માટે આ કાંઈ ખાલી ઠરાવ નથી. આ ઠરાવથી તો આપ સ્વરાજ ભોગવવાનું પણ લઈ રહ્યા છો. બંગાળ એ હિંદની જાગૃતિમાં સૌથી મોખરે છે, એટલે બંગાળે જ હિંદના સવાલોનો ઉકેલ કરવો રહ્યો છે. બીજી બાબતોમાં ગમે તે મતભેદ હોય પણ આપણી

ગુમાવેલી પ્રજાકીય સ્વાધીનતા પાછી મેળવવી એ બાબતમાં આપણે સૌ એકમત છીએ અને એ આપણી આજની રાષ્ટ્રીય હિલચાલનો હેતુ અને ધ્યેય છે. જો તમે સ્વરાજના ખરા આશક હો, માત્ર તરંગને લીધે નહિ, વિકારને લીધે નહિ પણ હૃદયપૂર્વક સ્વરાજને માટે તન ઘસી નાંખવા તૈયાર હો તો આ ઠરાવ જેટલે અંશે તમે અમલમાં મૂકશો તેટલે અંશે તમારી સચ્ચાઇનો આંક નીકળશે. જ્યાં સુધી આ ગ્રામસમિતિની જરૂર આપણને માલૂમ પડી નહોતી ત્યાં સુધી આપણી બેદરકારીને માટે કાંઇ બહાનું હતું, પણ હવે જ્યારે સમસ્ત બંગાળ એની જરૂર સારી પેઠે સમજી ગયો છે ત્યારે એ બહાનું પણ રહેતું નથી. આજે અહીંઆ તમે મેમાનસિંગ જીલ્લાના લોકોના પ્રતિનિધિ તરીકે જૂદા જૂદા ભાગોમાંથી કિશોરગંજમાં ભેગા થયા છો, અને એ જીલ્લાના તમામ લોકોની વતી આ ઠરાવ તમે પસાર કરવાના છો. જો આવતા વરસ સુધીમાં તમે આ ઠરાવને અમલમાં નહિ મૂકી બતાવો તો અમે બધા સમજીશું કે તમારી વાત હૃદયની નહિ પણ મ્હોડાની હતી, બહુ તો બુદ્ધિની હતી. પણ જો આવતા વરસ સુધીમાં તમે તમારા આ જીલ્લામાં ગામેગામ ગ્રામસમિતિઓ સ્થાપી દો અને એની મારફત કામ શરૂ કરો તો અમે બધા સમજીશું કે બંગાળના એક જીલ્લાએ તો સ્વરાજની શરતો પાળી છે, અને સ્વરાજનો સવાલ ઉકેલ્યો છે તો પછી વખત વીતતાં આખો બંગાળ અને હિન્દુસ્તાન પણ એ સવાલ ઉકેલશે અને સ્વરાજ ભોગવશે એ નિર્વિવાદ છે.



# ૬. બીડન સ્કવેર



કલકત્તાના બીડન સ્કેવરમાં બાબુ શ્યામાનંદ ચૅટર્જીના પ્રમુખપણા નીચે સને ૧૯૦૯ માં મળેલી ગંજાવર સભા સમક્ષ સ્વદેશી ઉપર વ્યાખ્યાન આપતાં શ્રી અરવિન્દ ઘોષે કહ્યું કે:—

હું જેલમાં હતો ત્યારે મને જણાવવામાં આવ્યું હતું કે જાપ્તાની નીતિથી દેશ દબાઇ ગયો છે. પણ તે વખતે હું તે માની ન શક્યો, કારણ કે મારો અનુભવ જૂદા જ પ્રકારનો હતો. હું બહાર હતો ત્યારે જોતો કે જ્યારે જ્યારે સ્વદેશીની ચળવળ જરા નરમ પડતી કે બહિષ્કાર સહેજ ધીમો પડતો ત્યારે સરકારની જાપ્તાની નીતિના એક જ સપાટાથી એ ચળવળ પૂર જોસમાં આવી જતી, અને બમણા વેગથી શરૂ થતી. આગેવાનોના દેશપાર થવાથી જૂદી અસર થાય એ તે વખતે મને અશક્ય લાગતું. હું તો એમજ માનતો કે દેશના નવ ચુનંદા સેવકોને સરકાર કાંઈ પણ વાંકગુન્હો બતાવ્યા વિના કે સાબીત કર્યાં વિના એમના ઘરમાંથી બારોબાર ઉપાડી જાય તો બહિષ્કાર ધીમો પડવાને બદલે દશગણા વેગથી ઉભળી ઉઠશે. અને આ જાપ્તો કેવી જાતનો? થોડાકને જેલમાં પૂરવા, થોડાકને દેશપાર કરવા, થોડાક ઘરોની જડતી લેવી, થોડાક સભાબંધીના અને છાપાબંધીના કાયદાઓ ઘડવા, લોકોની બોલવા–લખવાની છૂટ પર કાપ મૂકવો એ સિવાય જાપ્તામાં બીજું શું હતું? બીજી પ્રજાઓ

એ સ્વતંત્રતા મેળવતાં જે ભોગ આપ્યા છે, જે દુઃખ સહ્યાં છે તેની આગળ આ કાંઇ વિસાતમાં નથી. આપણા ધ્યેયની દિશામાં આપણે કાંઈ જાણવાજોગ પ્રગતિ કરીએ તે પહેલાં આપણે આથી તો કેટલાયે ભોગ આપવા પડશે, કેટલાંયે દુઃખ સહેવાં પડશે. એ નારાયણના ઘરનો કાયદો છે. રાજ્યકર્તાઓ એ ભોગ માગી નથી રહ્યા, સાક્ષાત નારાયણ એ ભોગ માગી રહ્યા છે. એ એના ઘરનો કાયદો છે કે પરાધીન પ્રજા પારાવાર દુઃખ સહ્યા વિના, જીવતોડ મહેનત કર્યા વિના ઉંચે ચઢીજ શકે નહિ. પોતાની પ્રજાકીય ફરજમાંથી ચૂકી તે પરવશ બની તે ભૂલનું પ્રાયશ્ચિત કરવા તેણે આટલો તો ભોગ આપવો જ જોઇએ. હું નથી ધારતો કે દેશ દબાઇ ગયો છે. માલદાર લોકોમાં, સરકારની સાથે ઘાડા સંબંધમાં આવનાર લોકોમાં સભાઓ ભરવાની, પરિષદો ભરવાની, પોતાના વિચારોને જાહેરમાં જણાવવાની પહેલાં કરતાં કાંઇક અનિચ્છા જણાતી હશે પણ એથી સાધારણ આમ-લોકોનો જુસ્સો જરાયે નરમ પડ્યો નથી. સભાઓની સંખ્યાથી કે સભાઓમાં આવતા લોકોની સંખ્યાથી હું આપણી ચળવળનો આંક કાઢવા ના પાડું છું. પણ આમલોકોના હૃદયમાં લડતનો જુસ્સો અને નમણું નહિ આપવાની હિંમત કેટલી છે એ પરથી જ હું ચળવળનો આંક કાઢું છું. નારાયણ સમીપ અને રાષ્ટ્રની સમીપ તમે જે પ્રતિજ્ઞાઓ લીધી છે એ પ્રતિજ્ઞાઓને મરણાંતે વળગી રહેવું અને આદર્શને પકડી રાખવો એ તમારી પહેલી ફરજ છે. ‘લાયક થાઓ એટલે સ્વરાજ આપીશું’ એમ કહેતાં આપણા રાજ્યકર્તાઓની જીભ કદિયે વિરામી નથી. લાયકાત એટલે સ્વરાજ ભોગવવાની લાયકાત, અને આ લાયકાતનું મૂળ રાષ્ટ્રની શક્તિ, રાષ્ટ્રનું બળ. લૉર્ડ મોર્લી વારેઘડીએ પોતાની જાતને એ સવાલ પૂછતાઃ આ રાષ્ટ્રનો બળવો છે કે અમસ્તો થોડી વારનો વાયરો છે? આનો અર્થ એજ હતો કે આપણી ચળવળમાં રાષ્ટ્રની આ શક્તિ હતી કે નહિ, રાષ્ટ્રનું આ બળ હતું કે નહિ જે સર્વ જાપ્તાની સામે ટક્કર ઝીલી શકે,

ચળવળને જીવતી રાખી શકે. આપણે આજે એ જ અખતરો કરી રહ્યા છીએ. આટલી ઓછી કિંમત આપીને વધારે લાભ મેળવવાની તો આશા તમે નહિ જ બાંધો. જેલમાં રહ્યા રહ્યા મેં *સુધારાની વાત સાંભળી હતી. મારી આગળ વાત કરનારાએ તેનું બહુ હોંસથી વર્ણન કર્યું હતું. મને એ વર્ણન સાંભળીને તાજુબી થઇ હતી. મેં ૧૪ વર્ષ વિલાયતમાં ગાળ્યાં છે અને હું અંગ્રેજ લોકોને થોડાઘણા ઓળખું છું. હું નથી માનતો કે આટલી નજીવી ચળવળ કર્યા પછી અને આપણી શક્તિનો આવો નહિ જેવો પરચો આપ્યા પછી અંગ્રેજ-લોકો કે યુરોપના કોઇ પણ લોકો આપણને કાંઇપણ કસવાળા સુધારા આપે. એમાં અંગ્રેજલોકોનો દોષ નથી. એ તો રાજનીતિશાસ્ત્રનો નિયમ છે કે જેઓના હાથમાં છે તેઓ કાંઇ પણ આપવાને નાખુશ જ હોય, અને જ્યારે પરાધીન પ્રજાનો દૃઢ નિશ્ચય તેઓ અનુભવે ત્યારે જ કાંઇ આપવાની વાત કરે; અને તે પણ જેમ બને તેમ ઓછું જ. હું જેલમાંથી બહાર નીકળ્યો ત્યારે મને ખબર પડી કે સુધારા કેવી જાતના છે. સુધારામાં ચુંટણીનું ધોરણ દાખલ કરવાની વાત કરી છે પણ તે ભોળાને ભરમાવવા માટે છે, અને જે સત્તા આપવામાં આવી છે તે નહિ જેવી છે. બાકી તો આપણે ગુમાવીએ અને અંગ્રેજોને લાભ થાય એવી જ બાજી રચાઈ છે, અને એવી ખૂબીથી રચાઈ છે કે અંગ્રેજ મુત્સ-દ્દીઓના મુત્સદ્દીપણાને સૌ કોઇએ ધન્યવાદ આપવો પડે. આ સુધારાથી દેશના ટેકા અને મગજ સ્વરૂપ શિક્ષિતવર્ગની રાજ્યદ્વારી સત્તા કમી કરાઇ છે, અને કોમ કોમ વચ્ચે કડવાશનાં બીજ રોપાયાં છે. ખરી રીતે જોતાં આ સુધારો જ ન કહેવાય, આ તો પાછળ હઠનારૂં પગલું છે. કાંઇ પણ કસવાળા સુધારા મેળવવાની જો તમારી ઇચ્છા હોય તો તમારે આજના કરતાં તો

* ૧૯૦૯ના લૉર્ડ મોર્લીના સુધારા.

કેટલાંયે દુ:ખ સહેવાં પડશે, કેટલાયે ભોગ આપવા પડશે. તમારે તમારા દૃઢ નિશ્ચયને હિંમતભેર વળગી રહેવું જોઇશે, અને રાષ્ટ્રની દરેક પ્રવૃત્તિમાં રાષ્ટ્રીયતા જાળવી સંપૂર્ણ સ્વદેશીનું પાલન કરવું જોઇશે. તમે કદાચ પૂછો કે, "અમારા હાથપગ જકડી લેવામાં આવે, અમને બોલતાં બંધ કરવામાં આવે તો અમે સ્વદેશીનો પ્રચાર કેવી રીતે કરીએ?" ખરેખર, આ દેશમાં સરકારની સત્તા એટલી અપરિમિત છે કે એ ધારે તે કરી શકે તેમ છે. એને કોઇ પૂછનાર નથી. વિલાયતના લિબરલ પક્ષના એક આગેવાન પ્રધાને લગભગ કબૂલ કર્યું છે, કે બ્રિટિશ તાજ નીચે વસતા કોઇ પણ હિંદીની સ્વતંત્રતા આજ સલામત નથી. જો હિંદી સરકારને એમ લાગે કે ફલાણો માણસ ભયંકર છે, સરકારને નડતરરૂપ છે, બહાર રાખવા જેવો નથી તો તુરત જ તેને જેલમાં ખોસી દેતાં સરકાર વાર લગાડતી નથી. જો સરકારને ખોટી સહીઓ કરનારા, ઉધુંચત્તું કરનારા, જૂઠું ભરવનારા તેના બાતમીદારો તરફથી ખબર મળે કે ફલાણા ફલાણા માણસો રાજદ્રોહી છે, રાજદ્રોહી થવાની અણીપર છે કે રાજદ્રોહી થવાનો વિચાર રાખે છે, સરકારને એમ ખબર મળે કે તેમના ઘરમાં તેમની હાજરી હોવાથી સી. આઇ. ડી. વાળાઓના હૃદયમાં શાન્તિ રહી નથી, એમની ઉંઘમાં ખલેલ પહોંચે છે તો તેવા માણસોને કાંઇ પણ વધારે તરતપાસ કર્યા વિના ઘરમાંથી ગરબાર્યા ઉંચકી જઈ જેલમાં ખોસી દેવા એ સરકારને મન સહેલ થઈ પડ્યું છે. દેશના સૌથી મોટા માણસો, 'મરતાને પણ મેર ન કહે' તેવા નિર્દોષ માણસો, સૌથી પવિત્ર, નિષ્કલંક માણસો આ બાતમીદારોની બાતમીની સામે બચી શકતા નથી. આ ઉપરાંત સૂર્યાસ્ત પછી બહાર નહીં નીકળવાનો કાયદો છે. સરકારને જાણે એમ લાગે છે કે સૂર્યાસ્ત સુધી તો આપણે શાન્ત રહીએ છીએ, પણ સૂર્યાસ્ત પછી આપણો સ્વભાવ એકાએક ફરી જાય છે, અને આપણે ખૂની બની જઇએ છીએ. એક

ભાઈ કહે છે કે સૂર્યાસ્ત પહેલા અડધા કલાક સુધી પણ બહાર ન નીકળવું એવો કાયદો છે. ખરેખર, સૂર્યનારાયણ પણ આપણને કબજે રાખી શકશે એવો એતબાર રહ્યો નથી. સરકારને જાણે એમ લાગે છે કે આપણે પોલીસને મારવા ગજવામાં પથ્થરો ઘાલીને ફરીએ છીએ, અને કોઈક તો ચાદરોમાં બંબગોળાઓ સંતાડીને ફરે છે! આ મનાઈ હુકમ કેવી રીતે કાઢવામાં આવ્યો? રાજ્યદ્વારી ખાતાની થોડી શાહી બગાડીને. જરા વધારે શાહી બગાડીને સભાઓનો મનાઈ હુકમ કાઢવામાં પણ મુશ્કેલી નથી. અમને ઠોકી ઠોકીને સમજાવવામાં આવતું કે અમારી બોલવા લખવાની સ્વતંત્રતા માયા હતી, પણ અમે તે માનતા નહિ. અમે તો એ સ્વતંત્રતાને સાચી માની બેઠા હતા, અને એ પ્રમાણે જ વર્તન રાખતા. એક દિવસ સવારે અમે પથારીમાંથી ઉઠીને જોઈએ છીએ તો એ સ્વતંત્રતા ન મળે! સબ માયા! અમે સત્તા વગરના સુધારા સ્વીકારવાની ના પાડી. અમારી સ્વતંત્રતા છીનવી લેવામાં આવી, અમારી જીભ ઉપર તાળું મરાયું. પણ એથી ચળવળ બંધ પડી નહિ. ૨૦૦૦ વર્ષ પર ઇસુએ પૃથ્વીના રાજની આશા બાંધી બેઠેલા પોતાના શિષ્યોને સંબોધીને કહ્યું હતું: " સ્વર્ગ તમારી અંદર છે." આજે હું તમને ઉદ્દેશીને કહું છું: "સ્વરાજ તમારી અંદર છે."

તમે એ સ્વરાજ મેળવો, રાષ્ટ્રની એકતા અને ભિન્નતા કેળવો, એના ઉજ્જવળ ભવિષ્યમાં શ્રદ્ધા રાખો, ત્રીશ કોટિ માનવોમાં અને આપણા હૃદયમાં વિરાજી રહેલ નારાયણનાં દર્શન કરો, એનો સાક્ષાત્કાર અનુભવો, અને દરેક કાર્ય અને એનું ફળ એ નારાયણના ચરણકમળમાં અર્પણ કરો. આમાં કોઈ સરકાર આડે આવે એમ નથી, કોઈ જાપ્તો આડે આવે એમ નથી; આમાં છાપખાનાનો કાયદો કે સૂર્યાસ્તનો કાયદો બાધા કરે એમ નથી. અને એ માનસશાસ્ત્રનો અવિચળ નિયમ છે કે એકવાર મનુષ્યના કે રાષ્ટ્રના અંતરમાં

બ્રહ્મનો આવિર્ભાવ થયો, એટલે તે તુરત જ બહાર પ્રગટી નીકળે છે. જગતની કોઇ પણ ચીજ તેમાં બાધા કરી શકતી નથી.

અને આપણી ચળવળ કરવાની રીતો બધી ક્યાંથી આવી છે? એ બધી વિલાયતમાંથી ઉતરી આવેલી છે. જ્યાં સુધી આપણી આ રીતોથી વિલાયતને નુકશાન ન પહોંચ્યું ત્યાં સુધી એ રીતોનો ઉપયોગ કરવામાં એમણે વાંધો ન લીધો, પણ જ્યાં આપણે એમના લાભોની સામે થઇ આપણા લાભો તપાસવામાં અને આપણા રાષ્ટ્રને મજબૂત કરવામાં અને આપણા રાષ્ટ્રને એકત્ર કરવામાં એ રીતોનો ઉપયોગ કરવા માંડયો ત્યારે તુરત જ તેમણે એ (લખવાબોલવાની) રીતો આપણી પાસેથી ખુંચવી લીધી. પણ હિંદીઓ કાંઈ વિલાયતના માણસો નથી. તેઓ જૂદા જ રાષ્ટ્રનાં સંતાનો છે. આ રીતો પર તેમનો આધાર નથી. પૂરતાં સાધનો વિના પણ કામ કરી બતાવવાની તેમનામાં હિકમત છે. છાપખાનાની શોધ થઈ અને તારના થાંભલા દટાયા તે પહેલાં કેટલાંય વર્ષો પર દેશના એક છેડેથી બીજે છેડે વિજળી વેગે ખબરો પહોંચાડવાની તેમની પાસે હિકમત હતી, અને તે હિકમત પણ એવી અજબ તરેહની કે છાપખાનાનો કોઇ પણ કાયદો તેને હાજા કરી શકે નહિ. કોઇ પણ ખાસ યોજના કર્યા સિવાય કે મંડળ રચ્યા સિવાય રાજાને તેઓ પ્રજામતને શરણે લાવતા, અને છૂપી રીતે કે જાહેરરીતે સભાઓ ભર્યા સિવાય તેઓ એકઠા મળતા અને મસલતો ચલાવતા. આ બધી હિકમતો આપણા વડવાઓને હસ્તગત હતી. જરૂર છે માત્ર શ્રદ્ધાની. શ્રદ્ધા હશે તો ચળવળ એની મેળે પોતાનો માર્ગ ખોળી કાઢશે. કારણ કે આ ચળવળની પાછળ નારાયણની શક્તિ કામ કરી રહી છે, નારાયણ જ એના વિધાયક છે. તેઓ એને જોઇતાં સાધનો મેળવી લેશે, એને જોઇતા માર્ગ ખોળી કાઢશે. તમે પોતે શ્રદ્ધા રાખો કે ભારતવર્ષ મુક્ત થવા સરજાયું છે, મહાન થવા સરજાયું છે, અને જે કાંઈ સારૂંનરસું બને છે તે સર્વ એ હેતુને સફળ

કરવા જ બને છે. હવે તો ઉંચે ચઢવાનો સમય છે, નીચે ઉતરવાનું બંધ થયું છે. રાત્રિનો અંધકાર લુપ્ત થાય છે, અરૂણોદય થતો દીસે છે. જુઓ, ઉષાનું આછું આછું અજવાળું ભારતવર્ષપર કેવું છાઇ રહ્યું છે! હવે રાત્રિ ફરીથી આવનાર નથી. ઉષાની પાછળ સૂર્યનારાયણ દેખાશે. ભારતવર્ષનો ભાગ્યસૂર્ય હવે ક્ષિતિજ પર આવશે, અને એનાં કિરણોથી ભારતવર્ષને ન્હવરાવશે, અને તે પછી ધીમે ધીમે એશિયાને અને સમસ્ત જગતને સોનેથી મઢશે. દરેક પળે, દરેક ઘડીએ આપણે એ ઇશ્વરનિર્મિત સૂર્યોદયની નજીક ને નજીક આવતા જઇએ છીએ, અને બંધુઓ, થોડા જ વખતમાં આપણી આંખો એ બાલસૂર્યનાં કિરણોથી અંજાવાની છે.



# પત્રો.

૧.

૩૦ ઓગસ્ટ, ૧૯૦૫.

પ્રિયતમા મૃણાલિની,

તારો ૨૪ મી ઓગસ્ટનો પત્ર મળ્યો. તારાં માતપિતાને ફરીથી એજ દુઃખ થયું, એ સાંભળી દુઃખી થયો છું. કયા છોકરાનો સ્વર્ગવાસ થયો, તે તેં લખ્યું નથી. દુઃખ આવ્યું તો શું થયું? સંસારમાં સુખની શોધ કરવા જતાં સુખમાં જ દુઃખ જોવામાં આવે છે. સર્વદા દુઃખ સુખને ઘેરી રહેલું છે, એ નિયમ કેવળ પુત્રકામનાના સંબંધમાં જ લાગુ પડતો હોય એમ નથી. બધી સાંસારિક કામનાનું ફળ એ જ હોય છે. ધીર ચિત્તે સમસ્ત સુખદુઃખનું ભગવાનના ચરણ-કમળમાં સમર્પણ કરવું, એ જ મનુષ્યને માટે એક માત્ર ઉપાય છે.

હું તારા પત્રમાં વીસ રૂપીઆને બદલે દશ રૂપીઆ સમજ્યો હતો, તેથી જ દશ રૂપીઆ મોકલીશ એમ મેં લખ્યું હતું. પંદર

રૂપીઆની જરૂર હોય તો પંદર રૂપીઆ મોકલીશ. આ મહિનામાં સરોજિનીએ તારે માટે દાર્જીલિંગમાં સાડી ખરીદી છે તેના રૂપીઆ મોકલી આપ્યા છે. વળી તેં ઉછીનું લીધું છે, તે હું શી રીતે જાણું? (સાડીના) પંદર રૂપીઆ બેઠા હતા, તે મોકલ્યા છે. બીજા પણ ત્રણ ચાર રૂપીઆ જોઇશે, તે આવતે મહિને મોકલીશ. હવેથી તને વીસ રૂપીઆ મોકલીશ.

હવે હું તે જ વાત કહું છું. હું ધારૂં છું કે હવે તને ખબર પડી હશે, કે જેની સાથે તારૂં ભાગ્ય જોડાયું છે, તે એક વિલક્ષણ પ્રકારનો મનુષ્ય છે. આ દેશના આજકાલના મનુષ્યોના જેવા મનોરથ, જીવનનો ઉદ્દેશ અને કર્મનું ક્ષેત્ર મારાં નથી. બધી જ બાબતમાં ભિન્ન–અસાધારણ છું. અસાધારણ મત, અસાધારણ પ્રયત્ન અને અસાધારણ ઉચ્ચ આશાને સાધારણ મનુષ્યો જે દૃષ્ટિએ જુએ છે, તે હું ધારૂં છું, કે તું જાણતી હોઇશ. એ બધા ભાવોને તેઓ પાગલપણું કહે છે. પણ પાગલને કર્મક્ષેત્રમાં સફળતા મળ્યા પછી તેને પાગલ નહિ, પણ પ્રભાવશાલી મહાપુરૂષ કહે છે. પરંતુ એવા કેટલા મનુષ્યોનો યત્ન સફળ નીવડે છે? હજારમાં દશ માણસ અસાધારણ હોઈ શકે, અને તે દશ જણાઓમાંયે એકાદ સફળ નીવડે છે. મારા કર્મક્ષેત્રમાં સફળતાની વાત તો દૂર રહી, હજી તો હું કર્મક્ષેત્રમાં પૂરો ઉંડો ઉતર્યોયે નથી. અને તેથી લોકો મને પાગલ સમજશે. પાગલને પાલે પડવું એ સ્ત્રીને માટે મોટી આપદા છે, કારણ કે સ્ત્રીજાતિની બધી આશા સાંસારિક સુખદુઃખમાં જ સમાયલી હોય છે. પાગલ પોતાની સ્ત્રીને સુખ ન આપતાં દુઃખ જ દે છે.

હિન્દુધર્મના પ્રવર્તકો, એ વાત સમજી શક્યા હતા. તેઓ અસાધારણ ચારિત્ર, અસાધારણ યત્ન અને અસાધારણ આશાને અતિ સ્નેહની દૃષ્ટિએ જોતા. પાગલ કહો કે મહાપુરૂષ કહો, પણ એવા અસાધારણ પુરૂષને વધારે માનની દૃષ્ટિએ જોતા, પણ એ

બધી અસાધારણતાથી સ્ત્રીની જે ભયંકર દુર્દશા થાય, તેનો શો ઉપાય? ઋષિગણોએ એનો ઉપાય યોજ્યો છે. તેઓએ સ્ત્રીજાતિને સંબોધીને કહ્યું છે, કે તમે બીજા બધા મંત્રને છોડી **"પતિઃ પરમો ગુરુઃ"** એને જ તમારો એકમાત્ર મંત્ર સમજો. સ્ત્રી સ્વામીની સહધર્મિણી છે; પતિ જે કાર્યને સ્વધર્મ તરીકે સ્વીકારે તેમાં સહાય, સલાહ અને ઉત્સાહ આપવાં, અને તેને દેવતા સમાન માનવો, તેના જ સુખમાં સુખ અને તેના જ દુઃખમાં દુઃખ માનવું, એ સહધર્મિણીનું કર્ત્તવ્ય છે; કાર્ય નક્કી કરવું એ પુરુષનો અધિકાર છે, અને તેમાં સહાય અને ઉત્સાહ આપવો, એ સ્ત્રીનો અધિકાર છે.

હવે કહેવાનું એટલું જ છે, કે તું ઉપરોક્ત હિન્દુધર્મનો માર્ગ સ્વીકારીશ, કે નવા સુધરેલા ધર્મનો? પાગલ સાથે તારે પાનાં પડયાં છે, એ તારા પૂર્વજન્મના કર્મદોષનું ફળ છે. કોઇ રીતે પડયું પાનું નિભાવી લેવું પડશે. કયી રીતે? શું પાંચ જણના કહેવા પરથી તું પણ તેને પાગલ ગણી ઉડાવી દેશિ? પાગલ તો પોતાને માર્ગે દોડવાનો જ. તું તેને પકડી શકીશ નહિ. તારા કરતાં તે સ્વાભાવિક રીતે જ બળવાન છે. ત્યારે તું શું ખૂણામાં બેસી રહયાં કરીશ, કે તેનો સાથ કરીશ? જેમ ગાંધારી બન્ને આંખે પાટા બાંધી પતિની જેમ અંધ બની હતી, તેમ તું પાગલની સાથે પાગલ બનીશ કે? તું હજાર બ્રહ્મસમાજ સ્કૂલમાં કાં ન પઢી હો, તો પણ તું હિન્દુની બાલા છું, અને હિન્દુ વડવાઓનું લોહી તારા શરીરમાં વહે છે, તેથી મને સંદેહ નથી, કે તું છેલ્લો માર્ગ જ સ્વીકારીશ.

મારામાં ત્રણ પ્રકારનું પાગલપણું છે. પહેલું એ કે મારી દૃઢ માન્યતા છે, કે ભગવાને જે ગુણ, જે પ્રતિભા, જે ઉચ્ચ શિક્ષા, જે વિદ્યા તથા જે ધન મને આપ્યું છે, તે સમગ્ર ભગવાનનું જ છે. જેટલું કુટુંબપરિવારના ભરણપોષણમાં જોઇએ, અને અત્યંત જરૂરનું જણાય, તેટલું જ પોતાને માટે ખરચવાનો મને અધિકાર છે,

અને જે બાકી રહ્યું, તે ભગવાનને પાછું આપવાનું છે. જો હું બધું જ મારા સુખવિલાસમાં ખર્ચ કરૂં તો હું ચોર કહેવાઉં. હિન્દુશાસ્ત્ર કહે છે, કે ભગવાન તરફથી મળેલું ધન જે ભગવાનને અર્પણ કરતો નથી, તે ચોર છે. આજસુધી ભગવાનને ફક્ત બે જ આના આપી, બાકીના ચોદ આના પોતાને માટે ખર્ચ કરી હિસાબ પતાવી દઇ, સાંસારિક સુખમાં હું મગ્ન થઈ રહ્યો હતો. એવી રીતે અર્ધું જીવન વૃથા ગયું. પશુએ પોતાનું અને પોતાના પરિવારનું ઉદરપોષણ કરીને કૃતાર્થ થાય છે.

હું કળી શકયો છું, કે હું આજ સુધી પશુવૃત્તિ અને ચોર્યવૃત્તિ કરતો આવ્યો છું, અને તેથી મનને ઘણો જ પશ્ચાતાપ થાય છે, અને જાત ઉપર તિરસ્કાર આવ્યો છે. હવે તે પાપવૃત્તિ સદાને માટે છોડી છે. ભગવાનને સમર્પણ કરવું, એટલે ધર્મકાર્યમાં વ્યય કરવો. જે રૂપીઆ સરોજિની તથા ઉષાને આપ્યા છે, તેને માટે કાંઇ પશ્ચાતાપ નથી, કેમકે પરોપકાર એ ધર્મ છે. પણ કેવળ ભાઇબ્હેનને આપવાથી હિસાબ પતી જતો નથી. આ દુઃસમયમાં સમસ્ત દેશ મારે આંગણે આશ્રિત છે. આ દેશમાં મારાં ત્રીશ કોટિ ભાઈબ્હેન છે. તેઓમાંનાં અનેક તો નિરાહાર મરે છે. અને ઘણો ભાગ દુઃખથી પીડિત થઈ, જેમ તેમ દિવસ કાઢે છે. તેઓનું હિત કરવું એ મારો ધર્મ છે.

શું કહે છે? આ વિષયમાં સહધર્મિણી થઇશ? સાધારણ મનુષ્યની માફક રહેતાં ખાવાપીવામાં તથા પહેરવાઓઢવામાં જોઇએ તેટલું જ રાખી, બાકીનું બધું ભગવાનને અર્પણ કરવાની મારી ઇચ્છા છે. તારો મત મળે-તું ત્યાગ સ્વીકાર, એટલે મારી ઈચ્છા પૂર્ણ થશે. તું કહેતી હતી, કે "મારી કોઇપણ પ્રકારની ઉન્નતિ થઈ નહિ." તો ઉન્નતિનો આ માર્ગ બતાવ્યો છે. તેમાર્ગે જઇશ કે?

બીજું પાગલપણું હમણાં જ દાખલ થયું છે. તે એ કે કોઈ પણ રીતે ભગવાનનો સાક્ષાત્કાર કરવો. વાતવાતમાં મોઢેથી 'એ

રામ!' બોલવું, બધાની સમક્ષ સેવાપૂજા કરવી અને લોકોને બતાવવું, કે અમે તો કેવાયે ધર્મિષ્ટ છીએ! એ જ આજકાલનો ધર્મ થઇ પડયો છે. તે મને પસંદ નથી. ઇશ્વર હોય તો તેનાં દર્શન કરવાનો અને તેને મેળવવાનો માર્ગ હોવો જ જોઇએ. તે વાટ ગમે તેટલી વસમી કાં ન હોય, તો પણ તે વાટે જવાનો મેં દૃઢ સંકલ્પ કર્યો છે. હિન્દુધર્મ કહે છે, કે પોતાના શરીરમાં જ–પોતાના અન્તરમાં જ–તે વાટ રહેલી છે; જવાનો નિયમ પણ બતાવી આપ્યો છે. તે સઘળું પાલન કરવાનું આરંભ્યું છે. એક મહિનામાં હું અનુભવી શકયો છું, કે હિન્દુધર્મની વાત ખોટી નથી. જે જે લક્ષણ કહેવામાં આવ્યાં છે, તે બધાં હું અનુભવું છું. તને પણ તે વાટે લઈ જવાની મારી ઇચ્છા છે. તારાથી બરાબર સાથે ચાલી શકાશે નહિ, કેમકે તને એટલું જ્ઞાન થયું નથી. તો પણ મારી પાછળ પાછળ આવવામાં કોઇપણ જાતનો વાંધો નથી. તે વાટેબધાને સિદ્ધિ મળી શકે છે, પરંતુ આવવું, ન આવવું, એ પોતાની ઇચ્છાને આધીન છે. તને કોઇ જોરજુલમથી લઈ જઇ શકે નહિ. તારી ઇચ્છા હશે, તો એ વિષયમાં વધારે લખીશ.

ત્રીજું પાગલપણું એ છે કે બાજા બધા લોકો સ્વદેશને જડ પદાર્થ માને છે. કેટલાક મેદાન, ક્ષેત્ર, વન, પર્વત નદી વગેરેનો સમૂહ માને છે. પણ હું સ્વદેશને માતા માનું છું. તેની ભક્તિ કરૂં છું–તેની પૂજા કરૂં છું. માતાના વક્ષઃસ્થલ ઉપર બેસી કોઇ રાક્ષસ રક્ત પીવાને તૈયાર હોય, ત્યારે સન્તાને શું કરવું? નિશ્ચિતભાવે આહાર–વિહારમાં પડયા રહેવું–સ્ત્રીપુત્ર સાથે આમોદપ્રમોદ કરતા બેસી રહેવું, કે માતાના ઉદ્ધાર માટે દોડી જવું? હું જાણું છું, કે આ પતિત જાતિનો ઉદ્ધાર કરવાની શક્તિ મારામાં છે. શારીરિક શકિત નહિ (તલવાર કે બન્દૂક લઇ હું યુદ્ધ કરવા ઇચ્છતો નથી) પરંતુ જ્ઞાનશક્તિ. ક્ષાત્રતેજ એ જ તેજ નથી, બ્રહ્મતેજ પણ છે. તે

તેજ જ્ઞાન ઉપર પ્રતિષ્ઠિત છે. એ ભાવ નૂતન નથી—આજકાલનો નથી, પરન્તુ એ ભાવને સાથે લઇને જ હું જન્મ્યો છું. એ ભાવ મારા હાડમાં વ્યાપી રહ્યો છે. ભગવાને એ મહાવ્રતના સાધનને માટે જ મને પૃથ્વી ઉપર મોકલ્યો છે. ૧૪ વર્ષની વયે એ ભાવરૂપી બીજ અંકુરિત થવા લાગ્યું. ૧૮ વર્ષની વયે એ દૃઢ—અચલ થયું. તેં ન... માસીની વાતથી માન્યું હતું, કે કોઇ બદમાસે તારા ભલા, ભોળા સ્વામીને ખોટે રસ્તે ચઢાવ્યો છે. પણ તે તારા ભલા, ભોળા સ્વામી-એ જ તે માણસને અને બીજા સેંકડો માણસોને તે જ રસ્તે—ખરો કહે કે ખોટો—ચઢાવ્યા છે, અને હજી કેટલાનેયે ચઢાવશે. કાર્યસિદ્ધિ મારી હયાતીમાં જ થશે એમ હું નથી કહેતો, પણ થશે તો ખરીજ.

હવે કહે, તું એ વિષયમાં શું કરવા ધારે છે? સ્ત્રી સ્વામીની શક્તિ છે. તું ઉષાની શિષ્યા બની સાહેબપૂજાના મંત્રનો જપ કરતી બેસી રહીશ કે? તારે ઉદાસી થઇ સ્વામીની શક્તિ બરબાદ કરવી છે, કે સહાનુભૂતિથી ઉત્સાહને બેવડાવવો છે? તું કહીશ, કે "આવાં મોટાં કામમાં મારા જેવી સાધારણ સ્ત્રી શું કરી શકે? મારામાં શક્તિ નથી, બુદ્ધિ પણ નથી તેથી એ બધાનો વિચાર કરતાં હું ભય પામું છું." તેનો ઉપાય સહેલો છે. ભગવાનનો આશ્રય ગ્રહણ કર, ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં એકવાર પ્રવેશ કર. તારામાં જે જે ઉણપ છે તે ભગવાન પૂરશે. જે ભગવાનનો આશ્રય લે છે, તેની પાસેથી ભય ધીરે ધીરે દૂર થઇ જાય છે. અને જો મારા ઉપર વિશ્વાસ રાખી શકતી હો, દશ જણની વાતને ધ્યાનમાં ન લેઇ મારી જ વાત સાંભળતી હો તો હું મારૂં પોતાનું સમગ્ર બળ તને આપી શકું. તેમાં મારા બળની ક્ષતિ ન થતાં વૃદ્ધિ જ થશે. આપણે કહીએ છીએ કે "સ્ત્રી સ્વામીની શક્તિ છે," એટલે સ્વામી પોતાની સ્ત્રીમાં પોતાની પ્રતિમૂર્ત્તિ જોઇ, તેની પાસે પોતાની મહત્વા-કાંક્ષાનો પ્રતિધ્વનિ સાંભળી એવડી શક્તિ મેળવે છે.

શું હરહંમેશ એ ભાવે જ જીવન વ્યતિત કરવું છે? સારાં સારાં વસ્ત્ર પહેરવાં, સારૂં સારૂં ભોજન કરવું, હસવું, ખેલવું, સર્વ પ્રકારનાં સુખ ભોગવવાં–મનની એવી સ્થિતિને ઉન્નતિ ન કહેવાય. આજકાલ આપણા દેશની સ્ત્રીઓનું જીવન અતિ સંકીર્ણ અને ક્ષુલ્લક થઇ ગયું છે. તું એ બધું જવા દે. મારી સાથે ચાલ. જગતમાં ભગવાનનું જે કામ કરવા આવ્યા છીએ તે જ કામનો આરંભ કરીએ.

તારા સ્વભાવમાં એક દોષ છે. તું ઘણી ભોળી છે, તેથી કોઈ પણ જે કાંઈ કહે તે બધું માની લે છે. એથી મન સર્વદા અસ્થિર રહે છે, બુદ્ધિનો વિકાસ થતો નથી તેમ કોઇ કામમાં મન એકતાર થતું નથી. એ દોષ સુધારવો જોઇએ. એક જ માણસની વાતમાં વિશ્વાસ રાખી જ્ઞાનસંચય કરવો જોઇએ, એક નેમ રાખી સ્થિર ચિત્તે કાર્ય સાધવું જોઇએ. લોકનિન્દાને અવગણી અવિચળ ભક્તિ રાખવી જોઇએ.

બીજો પણ એક દોષ છે. તે તારા સ્વભાવનો નથી, પણ સમયનો છે. દેશમાં સમય જ એવો આવ્યો છે કે લોકો ગંભીર વાત પણ ગંભીરતાથી સાંભળી શકતા નથી. ધર્મ, પરોપકાર, મહત્વાકાંક્ષા, દેશોદ્ધાર વગેરે ગંભીર, ઉચ્ચ મહત્ વિષયો પણ હસીને ઉડાવી કાઢવામાં આવે છે. બ્રહ્મપંથમાં રહેવાથી તારામાં પણ એ દોષ થોડો થોડો આવી ગયો છે. બારીન્દ્રમાં પણ એ દોષ હતો. થોડા ઘણા અંશે આપણે બધા એ દોષથી દૂષિત છીએ; પણ દેવધરના લોકોમાં તો એ દોષે જબરૂં ઘર ઘાલ્યું છે. એ દોષને દૃઢતાથી દૂર કરવો જોઇએ. તારાથી એ કામ સહેજે થઇ શકશે. ફરીથી એક વાર ચિન્તન કરવાની ટેવ પાડયાથી તારો અસલ સ્વભાવ જાગી ઉઠશે. પરોપકાર તથા સ્વાર્થત્યાગ તરફ તારૂં આકર્ષણ છે. એક માત્ર મનના જોરની જ ખામી છે. ભગવદુપાસનાથી જોર મળી રહેશે.

મારી ગુપ્ત વાત એ જ છે. કોઇની પાસે બહાર ન પાડતાં મનમાં ધીર ચિત્તથી એ બધાનો વિચાર કર. એમાં ભય પામવા જેવું કાંઈ નથી; પણ ચિન્તવન કરવાનું ઘણુંએ છે. પહેલપહેલાં બીજું કાંઇ પણ કરવું પડશે નહિ. કેવળ રોજ અર્ધો કલાક ભગવાનનું ધ્યાન કરવું જોઇએ, અને તેની પાસે પ્રાર્થનારૂપે પોતાની પ્રબળ ઇચ્છા પ્રકટ કરવી જોઇએ. મન ધીરે ધીરે તૈયાર થશે. તેની પાસે સર્વદા એવી પ્રાર્થના કરવી જોઇએ, કે "હે પ્રભો! હું સ્વામીના જીવનોદ્દેશ અને ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં અડચણ ન કરતાં સદા સહાયક નીવડું-સાધનભૂત થાઉં." એમ કહીશ કે?

તારો.



## ૨

કલકત્તા,

૨૩ મી સ્કાટસ લેઇન,

૧૭ મી ફેબ્રુઆરી, ૧૯૦૭.

પ્રિય મૃણાલિની,

બહુ દિવસથી પત્ર ન લખ્યો એ મારો પૂરાતન દોષ છે. તે માટે તું નિજગુણ અનુસાર ક્ષમા ન કરે તો બીજો ઉપાય શો? જે હાડદોષ છે તે એક દિવસમાં દૂર થતો હશે? એ દોષ સુધારતાં જન્મારો વહી જશે એમ લાગે છે.

૮ મી જાન્યુઆરીએ આવવાનું નક્કી હતું, પણ અવાયું નહિ. પણ તે મારી ઇચ્છાથી થયું નથી. ભગવાન જ્યાં લઈ ગયા ત્યાં જવું પડ્યું. આ વખતે હું મારા કામમાં નહિ પણ તેના જ કામમાં રોકાયો હતો. મારી માનસિક અવસ્થા હવે જુદા પ્રકારની થઈ છે. તે વાત આ પત્રમાં લખીશ નહિ. તું અહીં આવે, ત્યારે જે કાંઈ કહેવાનું છે તે રૂબરૂમાં જ કહીશ. હમણાં તો એટલું જ કહીશ કે હવે હું સ્વાધીન નથી. જ્યાં ભગવાન લઇ જશે, ત્યાં તેના યંત્રરૂપે જવું પડશે. હમણાં એ વાતનો અર્થ સમજવો તારે માટે મુશ્કેલ છે. તો પણ કહી રાખવું જરૂરનું છે, નહિ તો મારી હિલચાલથી દુઃખી થઇ તું આક્ષેપ કરે. તું ધારીશ કે હું તારી અવગણના કરી

કામ કરૂં છું, પણ એવું માનીશ નહિ. આજ સુધી મેં તારા ઘણા અપરાધ કર્યા છે. તેથી તને અસંતોષ થયો, તે સ્વાભાવિક હતો. પણ હવે હું સ્વાધીન નથી. હવેથી તારે સમજવું જોઇએ, કે મારાં બધાં કામ મારી ઇચ્છા ઉપર ન રહેતાં એના આદેશ પર રહેલાં છે. તું આવીશ, ત્યારે મારો આશય સમજીશ. ભગવાને મને પોતાની અપાર કરૂણાનો જે પ્રકાશ દેખાડયો છે તે તને પણ દેખાડશે, પણ તે તેની ઇચ્છાધીન છે. તું જો સહધર્મિણી થવા ઇચ્છતી હો તો પ્રાણપણથી યત્ન કર, જેથી તારી દૃઢ ઇચ્છાના બળથી ભગવાન તને પોતાનો કરૂણાપથ દર્શાવે. આ પત્ર કોઇને પણ બતાવીશ નહિ; કારણ કે જે વાતો કહી છે, તે અત્યંત ખાનગી છે. તારા સિવાય બીજા કોઇને કહી નથી. કારણ કહેવાનો નિષેધ છે. આજ એટલુંજ.

તારો સ્વામી.

તા. ક. સાંસારિક વાતો સરોજિનીના પત્રમાં લખી છે, તેથી તને ફરીથી અલગ લખવાની જરૂર નથી. તે પત્ર વાંચવાથી જણાશે.



## ૩

૬ ડિસેમ્બર, ૧૯૦૭.

પ્રિય મૃણાલિની,

મને પરમ દિવસે પત્ર મળ્યો, તે જ દિવસે ઉનની ચાદર● મોકલી હતી, પણ તે તને શા કારણથી ન મળી, એ કાંઈ સમજાતું નથી.

× × × ×

× × × ×

મને એક ઘડીની પણ નવરાશ નથી. લખવાનો ભાર મારા ઉપર, કોંગ્રેસને લગતાં કામનો ભાર મારા ઉપર, અને બંદેમાતરમ્‌નો ઝઘડો મટાડવાનો ભાર પણ મારા ઉપર જ છે. તે સિવાય મારું પોતાનું કામ પણ મારા ઉપર હોય છે. તે છોડી શકાય એમ નથી.

મારી એક વાત સાંભળીશ કે? હાલ મારી સ્થિતિ કફોડી થઈ પડી છે. ચારે તરફથી જે ખેંચાખેંચી થાય છે, તેમાં પાગલ થઈ જવાનો સંભવ છે. આ વખતે જો તને અસ્થિર જોઈશ, તો મારી ચિન્તા અને મારો ઉદ્વેગ વધી જશે. તારા ઉત્સાહ અને સાન્ત્વનામય પત્રથી મને જોર મળશે, અને પ્રફુલ્લચિત્તે બધી વિપત્તિ તથા ભયથી હું છૂટી જઈશ. હું જાણું છું, કે દેવઘરમાં એકલાં રહેતાં તને

● આ શબ્દ વિષે વર્તમાનપત્રોમાં ઘણી ચર્ચા ચાલી છે, અને છેવટે તેની સત્યતા નિઃશંકપણે પૂરવાર થઇ છે.

કષ્ટ થાય છે, પણ મનને દઢ કરી, આસ્થા રાખવાથી દુઃખને જીતી શકાશે. જ્યારે તારાં લગ્ન મારી સાથે થયાં છે, ત્યારે હવે દુઃખ તારા જીવનમાં જડાયું છે. વખતોવખત વિયોગ તો થશે જ, કેમકે હું પરિવાર તથા સ્વજનના સુખને સાધારણ બંગાલીની માફક જીવનનો મુખ્ય ઉદ્દેશ રાખી શકું એમ નથી. એવી હાલતમાં મારો ધર્મ તેજ તારો ધર્મ હોવો જોઇએ. મારા નિર્દિષ્ટ કામની સફળતા એજ તારૂં સુખ હોવું જોઇએ. એમ માન્યા સિવાય બીજો ઉપાય નથી.

બીજી એક વાત એ છે, કે જેમની સાથે તું હાલમાં રહે છે, તેમાંના ઘણા આપણા મોટેરા છે. તેઓ કડવું વેણ કહે, અઘટિત વાત કહે, તો પણ તેમના ઉપર ક્રોધ કરીશ નહિ, અને જે કાંઈ તેઓ બોલે છે તે અંતરથી બોલે છે, અથવા તને દુઃખ દેવાને બોલે છે, એમ માનીશ નહિ. ઘણીવાર ક્રોધમાં વણવિચાર્યે ઘણી વાતો બોલાઇ જાય છે, તેને પકડી રાખવી ઉચિત નથી. જો તું ન જ રહી શકે, તો હું ગિરીશબાબુને કહીશ, કે હું જેટલા દિવસ કોંગ્રેસમાં રહું તેટલા દિવસ દાદા મહાશય ત્યાં રહે.

હું આજે મેદિનીપુર જઇશ. ત્યાંથી આવી અહીંની સઘળી વ્યવસ્થા કરીને સુરત જઇશ. બનતાં સુધી પંદરમી સોળમીએ જવાનું થશે. જાન્યુઆરીની બીજી તારીખે પાછું આવવું થશે.

તારો.



४ *

૧૭ એપ્રિલ, ૧૯૨૦.

પ્રિય—

તમારો પત્ર મળ્યો. હજી સુધી ઉત્તર નથી લખાયો. અત્યારે લખવા બેઠો છું તે એક ચમત્કાર છે, કેમકે મારે પત્ર લખવાનું ઓછું બને છે. બંગાળામાં તો આ પાંચ સાત વર્ષમાં એકેવાર પત્ર લખ્યો નથી. આ પત્ર જો ટપાલમાં નંખાય તો ચમત્કાર પૂરો થાય.

પ્રથમ તમારા યોગની વાત. તમે મને જ તમારા યોગનો ભાર આપવા ચાહો છો, હું તે લેવા રાજી છું. તેનો અર્થ એ છે, કે જે મને અને તમને પ્રગટ અથવા ગુપ્ત રીતે પોતાની ભગવતી શક્તિ દ્વારા ચલાવી રહેલ છે, તેને જ તેનો ભાર સોંપવો. પણ આ વાત ચોક્કસ સમજવી, કે મારો યોગપંથ તેનો આપેલો છે-જેને પૂર્ણયોગ કહે છે-અને તે પંથે જ ચાલવું પડશે...જેના વડે શરૂઆત કરી હતી... તે માર્ગ શોધવાની અવસ્થા હતી, તેમાં અહીંતહીં ઘૂમીને જોવું, પૂરાણા સર્વ યોગખંડોનો સ્પર્શ કરવો, હાથમાં લઇ તેની પરીક્ષા કરવી, અને એક રીતે તેનો પૂરેપૂરો અનુભવ મેળવી, તેને ઓળખવો-એ કામ કરવાનાં હોય છે.

* આ પત્ર શ્રી અરવિન્દઘોષે બંબકેસમાં કાળાપાણીની સજા ભોગવી પાછા આવેલા પોતાના નાના બંધુ બારીન્દ્રકુમાર ઘોષને લખ્યો હતો.

ત્યાર પછી પોંદીચેરીમાં આવતાં તે ચંચળ અવસ્થા દૂર થઇ ગઇ. અન્તર્યામી જગદ્‌ગુરુએ મને મારા પંથનો પૂર્ણ નિર્દેશ આપ્યો. તેનું સંપૂર્ણ તત્ત્વ યોગશરીરના દશ અંગમાં સમાયેલું છે. આ દશ વર્ષમાં તેનો અનુભવ કરી વિકાસ કરી રહ્યો છું. હજી સુધી કામ પૂર્ણ થયું નથી. બીજાં બે વર્ષ લાગશે. જ્યાં સુધી કાર્ય પૂર્ણ થશે નહિ, ત્યાં સુધી બંગાળામાં પાછો આવીશ નહિ, એમ લાગે છે. પોંદીચેરી જ મારી યોગસિદ્ધિનું નિર્દિષ્ટ સ્થળ છે. મારા કાર્યનું કેન્દ્ર બંગાળા છે. જો કે આશા રાખું છું, કે સમસ્ત ભારત અને સમસ્ત પૃથ્વી તેનો પરિધિ થશે.

યોગપંથ શું છે? તે પછી લખીશ, અથવા તમે અહીં આવશો, ત્યારે રૂબરૂ વાત કરીશ. આ વિષયમાં લખવા કરતાં મ્હોની વાત સારી છે. આ સમયે કેવળ એટલું જ કહી શકું છું, કે પૂર્ણ જ્ઞાન, પૂર્ણ કર્મ અને પૂર્ણ ભક્તિના સામ્ય અને ઐક્યને માનસિક ભૂમિકાની level ઉપર ઉઠાવી મનને અંતિમ વિજ્ઞાનભૂમિમાં પૂર્ણ સિદ્ધ કરવું, એ જ એનું મૂળતત્ત્વ છે. પૂરાણા યોગમાં દોષ એ હતો, કે તે મન, બુદ્ધિ અને આત્માને જાણતો, અને મનની અંદર જ આધ્યાત્મિક અનુભવ મેળવી સંતુષ્ટ રહેતો. કિન્તુ મન તો વિભાગ ગ્રહણ કરી શકે છે; અનંત, અખંડ, સંપૂર્ણને તે પકડી શકતું નથી. તે પકડવા માટે સમાધિ, મોક્ષ, નિર્વાણ વગેરે જ મનના ઉપાય છે, બીજા ઉપાય નથી. તે લક્ષ્યહીન મોક્ષ એકે એક માણસ મેળવી શકે છે, પણ તેથી લાભ શો? બ્રહ્મ, આત્મા, ભગવાન તો છે જ. પણ વ્યક્તિમાં, સમષ્ટિમાં જીવનમાં ઇશ્વરનો અનુભવ કરવો, to realize God in life, તેનું કેમ?

પૂરાતન યોગપ્રણાલી અધ્યાત્મ અને જીવનનો મેળ કે એકતા કરી શકતી નહિ. જગતને માયા અથવા લીલા કહી ઉડાવી

દેતી. પરિણામ એ આવ્યું, કે જીવનશક્તિનો હ્રાસ થયો. ભારતની અવનતિ થઇ. ગીતામાં કહ્યું છે, કે–**उत्सीदेयुरीमे लोकाः न कुर्यां कर्म चेदहम्**–ભારતના **इमे लोकाः** ખરેખર ઉત્પન્ન જ થઇ ગયા છે. કેટલાયે સન્યાસી, વૈરાગી, સાધુ, સિદ્ધ મુક્તિ મેળવે છે, કેટલાયે ભક્તિપ્રેમમાં, ભાવમાં, આનંદમાં અધીર થઈ નૃત્ય કરે છે ત્યારે સમસ્ત પ્રજા નિર્જીવ, બુદ્ધિહીન થઇ ઘોર અંધકારમાં ડૂબી રહી છે–આ તે કયી જાતની આધ્યાત્મસિદ્ધિ? પહેલાં માનસિક ભૂમિકાનો અનુભવ કરી મનને આધ્યાત્મરસમાં તરબોળ કરી, આધ્યાત્મપ્રકાશથી પ્રકાશમાન કરવામાં આવે છે. ત્યાર પછી ઉપર ચડયા સિવાય અર્થાત્ વિજ્ઞાનભૂમિમાં ચડયા સિવાય જગતનું શેષ રહસ્ય જાણી શકાય નહિ, જગત્‌ની સમસ્યાનો ઉકેલ ( Solve ) થઈ શકે નહિ. એમ આત્મા અને જગત્, અધ્યાત્મ અને જીવન, એ દ્વંદની અવિદ્યાનો નાશ થાય છે. તે સમયે જગત્‌ને માયા સ્વરૂપે જોવામાં આવતું નથી, પણ તેને ભગવાનની સનાતન લીલા, આત્માનો નિત્યવિકાસ માનવામાં આવે છે. તે સમયે ભગવાનને પૂર્ણરૂપે જાણવાનું, મેળવવાનું બની આવે છે. આને ગીતામાં કહ્યું છે, **समग्रं मांज्ञातुम्**! અન્નમય દેહમાંથી પ્રાણ, મન, બુદ્ધિ, વિજ્ઞાન અને આનંદ એ આત્માની પંચભૂમિમાં જેટલો મનુષ્ય ઉંચો ચડે છે તેટલો આધ્યાત્મિક વિકાસની અંતિમ સિદ્ધિની નજદીક આવે છે. વિજ્ઞાન સુધી ચડયા પછી આનંદમાં ચડવું સ્હેલું છે. ત્યાં અખંડ, અનંત આનંદની અવસ્થામાં સ્થિરતા પ્રાપ્ત થાય છે. કેવળ ત્રિકાલાતીત પરબ્રહ્મમાં નહિ, પણ દેહમાં, જગત્‌માં, જીવનમાં, પૂર્ણ અધિકાર, પૂર્ણ ચેતન્ય અને પૂર્ણ આનંદ વિકસિત થઇને જીવનમાં મૂર્ત થાય એવો પ્રયત્ન કરવો, તે મારા યોગપંથની વડી ચાવી central clue છે.

આમ થવું સ્હેલું નથી. આ પંદર વર્ષ પછી હું કેવળ વિજ્ઞા-

નના ત્રણ થરમાંથી સૌથી નીચેના થરમાં પહોંચી, નીચેની સર્વ વૃત્તિઓને ત્યાં ખેંચી લાવવાનો પ્રયત્ન કરૂં છું. જ્યારે આ સિદ્ધિ પૂર્ણ થશે, ત્યારે ભગવાન મારી દ્વારા બીજાને અલ્પ પ્રયાસે વિજ્ઞાન સિદ્ધિ આપશે, તેમાં કાંઇ પણ સંદેહ નથી. ત્યારે મારૂં અસલ કામ શરૂ થશે. હું કાર્યસિદ્ધિ માટે અધીરો નથી. જે થવાનું છે, તે ભગવાનના ધારેલા સમયે થશે. ઉન્મત્તના માફક દોડી જઇને ક્ષુદ્ર "અહંપણા" ને વશ થઇ કાર્યક્ષેત્રમાં કૂદી પડવાની જરૂર નથી. કાર્યસિદ્ધિ ન થાય, તો પણ હું ધીરજ હારૂં એમ નથી. કારણ આ કામ મારૂં નથી, પણ ભગવાનનું છે. હું બીજા કોઇનો સાદ સાંભળવાનો નથી. ભગવાન જ્યારે દોરશે, ત્યારે જ દોરાઇશ.

બંગાળા બરોબર તૈયાર નથી, એ હું જાણું છું. જે આધ્યાત્મિક ભરતી આવી છે, તે મોટે ભાગે પૂરાતનનું નવીન સ્વરૂપ છે, અસલ સ્વરૂપ નથી. પણ તેનીયે જરૂર હતી. બંગદેશ પુરાતન યોગને પોતાનામાં જગાડી, તેના સંસ્કારને ઉલેચી, exhaust કરી, અસલ સાર ખેંચી જમાનને તૈયાર કરી રહ્યો છે. આગળ વેદાંતના અખાડા હતા—અદ્વૈતવાદ, સંન્યાસ, શંકરની માયા વગેરે હતું. આ સમયે વૈષ્ણવ ધર્મનો વારો આવ્યો છે. તેમાં લીલા અને પ્રેમભાવના આનંદમાં મસ્ત થવાનું હોય છે. આ સર્વ પૂરાતન છે. નવીનયુગ માટે અનુપયોગી છે. આ સર્વ ટકશે નહિ, કારણ ઉન્માદનો અવધિ અલ્પ હોય છે. તથાપિ વૈષ્ણવભાવનો એવો ગુણ છે, કે તે ભગવાનની સાથે જગતનો એક પ્રકારનો સંબંધ રાખે છે. તેમાં જીવનનો એક પ્રકારનો અર્થ કરવામાં આવે છે, પણ તે અધુરો, પૂર્ણ નહિ. જે તડાં પડવાની વૃત્તિ જુઓ છો, તે અનિવાર્ય છે. મનનો સ્વભાવ છે, કે પોતાના વિભાગને પૂર્ણ કહેવો, અને બીજા સર્વ વિભાગોનો ત્યાગ કરવો. જે સિદ્ધપુરૂષ છે, તે આ ભાવ ગ્રહણ કરે છે, પણ અપૂર્ણનું અવલંબન કરવા છતાં પૂર્ણની શોધ ચાલુ રાખે

છે. પણ શિષ્ય છે તે પૂર્ણને મેળવતો નથી, મૂર્ત કરતો નથી છતાં ગાંઠ વાળી દે છે. બાંધવા દો. જ્યારે ભગવાનનો પૂર્ણાવતાર દેશમાં થશે, ત્યારે ગાંઠ આપોઆપ છૂટી જશે. આ સર્વ અપૂર્ણતાનાં-કાચી અવસ્થાનાં-લક્ષણો છે, તેનાથી ગભરાવાનું નથી. દેશમાં અધ્યાત્મભાવ આવવો જોઇએ-ગમે તે રીતે, અને ગમે તેટલાં તડાંઓ દ્વારા આવે એ જોઈ લેવાશે. આ નવા યુગની embryonic ગર્ભાવસ્થા છે; આરંભ નથી, માત્ર આભાસ જ છે.

× × × ×

આ યોગીની વિશિષ્ટતા એ છે કે સિદ્ધિ ઉપર ન આવે, તો ભૂમિકા પણ પાકી થતી નથી. મારા યોગની જે સાધના કરે છે, તેમનામાં આગળના અનેક સંસ્કારો હતા. તેમાંથી કેટલાક મટી ગયા છે, કેટલાક હજુયે છે. આગળ તમારા સંસ્કાર સંન્યાસના હતા-તમે અરવિન્દ-આશ્રમ બનાવવા માગતા હતા. હાલ (તમારી) મતિ એવી થઈ છે, કે સન્યાસની જરૂર નથી. પણ હૃદયપરથી તે પૂરાતન છાપ હજુ પૂરેપૂરી ભૂંસાઈ નથી; તેથી જ સંસારમાં રહીને ત્યાગી સંસારી થવાનું કહો છો. તમે વાસનાત્યાગ કરવાની અગત્ય સમજ્યા છો. પણ વાસનાત્યાગ અને આનંદયોગનું ઐક્ય પૂરૂં સમજ્યા નથી. વળી મારા યોગને તમે બંગાળીઓના સામાન્ય સ્વભાવ પ્રમાણે ગ્રહણ કર્યો હતો-જ્ઞાનપૂર્વક નહિ, પણ ભક્તિપૂર્વક-કર્ત્તવ્ય સમજીને. હાલ કંઇક જ્ઞાન થયું છે, પણ ઘણું બાકી છે. અને લાગણીઓનો હજુ સદંતર નાશ થયો નથી. તમે સર્વ હજુ સાત્ત્વિકતાનો પરિઘ પૂરો ફરી વળ્યા નથી, 'અહં' હજુ પણ છે. સંક્ષેપમાં એટલું જ કે, વિકાસ થયો નથી. મારે પણ કંઇ ઉતાવળ નથી. હું તમારો તમારા સ્વભાવ પ્રમાણે વિકાસ થવા દઉં છું, હું એકજ બીબામાં સર્વને ઢાળવા માગતો નથી. સર્વ અસલ વસ્તુ એક જ રહેશે. તે જૂદીજૂદી રીતે જૂદાજૂદા રૂપમાં વિકસશે. સર્વ અંદરથી વિકાસ પામવાનો પ્રયત્ન

કરી રહ્યા છે, ત્યાં હું બહારથી ઘડવા નથી માગતો. તમે જ્યારે મૂળ વસ્તુ મેળવશો, ત્યારે બાકીનું સર્વ આવી મળશે.

આપણે ભેદ પર સ્થપાએલ સમાજ ન જોઇએ. આત્માના ઐક્યની મૂર્તિરૂપ, આત્માપર સ્થપાએલ સંઘ જોઇએ. આ ideaa વિચારને લઇને જ દેવસંઘ નામ આપવામાં આવ્યું છે. દેવજીવન ગાળવા માગે છે, તેમનો સંઘ તે દેવસંઘ. આ જાતનો સંઘ એક સ્થાનમાં સ્થાપીને પછી સારા દેશમાં તેની સ્થાપના કરવાની છે. આવા પ્રકારના સંઘમાં જ્યારે અહંપણાનો ભાવ આવે છે, ત્યારે સંઘનું તડું થઈ જાય છે. એમ દેખાય છે, કે જે (શુદ્ધ) સંઘ અંતે દેખાશે, તેજ આ છે. આ એક કેન્દ્રનો પરિધ થશે. જે તેની બહાર હશે તે, અને જે અંદર હોવા છતાં ભ્રમમાં હશે તે સર્વ અંદરના નહિ ગણી શકાય.

તમે કદાચ કહેશો, કે સંઘની શી જરૂર છે? છૂટા રહીને સર્વ સ્થળોમાં વસવું, સર્વ એકાકાર થઈ જાય, અને આ બૃહદ્ એકાકારમાંથી જ કાંઈ ને કાંઇ થઇ રહેશે. આ ખરી વાત છે. પણ તે સત્યનો કેવળ એક ભાગ છે. આપણો કારોબાર કેવળ નિરાકાર આત્માને લઇને જ નથી. જીવનને પણ (તેની સાથેજ) ચલાવવું પડશે. અને મૂર્ત સ્વરૂપ સિવાય જીવનની અકસીર effective ગતિ નથી. નિરાકાર જ સાકાર થએલ છે. તે કેવળ માયાનો ખાલી ખેલ નથી, પણ આકારનું પ્રયોજન હોવાથી જ તે થએલ છે. આપણે સંસારનું કોઈ પણ કામ બાકી રાખવા નથી માગતા. રાજનીતિ, વાણિજ્ય, સમાજ, કાવ્ય, શિલ્પ, કળા, સાહિત્ય ઇત્યાદિ સર્વ રહેશે. આ સર્વને નૂતન પ્રાણ, નૂતન આકાર દેવો પડશે.

રાજનીતિ મેં કેમ છોડી? આપણી રાજનીતિ ભારતની અસલ ચીજ નથી, તે વિલાયતથી આયાત કરવામાં આવેલ છે—વિલાયતી

ઢંગનું અનુકરણ માત્ર છે. પણ તેનીએ જરૂર હતી. મેં પણ વિલાયતી ઢંગની રાજનીતિ ચલાવી હતી. ન ચલાવવાથી દેશ કદાપિ જાગૃત થાત નહિ, તેમ તેનો પૂર્ણ વિકાસ પણ ન થાત. હજુએ તેનો ઉપયોગ છે. જો કે હિન્દના બીજા ભાગોમાં જેટલો ઉપયોગ છે, તેટલો બંગાળામાં નથી. પણ હવે સમય આવ્યો છે કે, પડછાયાનો વિસ્તાર કરવાને બદલે વસ્તુને પકડવી. ભારતના આત્માને જગાડી સર્વે કામ તેને અનુરૂપ કરવાં જોઇએ.

લોકો હાલ રાજનીતિને આધ્યાત્મિક સ્વરૂપ આપવા માગે છે. × × × × તેનું ફળ—જો કોઇ સ્થાયી ફળ આવશે તો—એક પ્રકારનું Indianised બોલ્શેવીઝમ આવશે. આવા કામમાં પણ મારે કાંઈ વાંધો નથી. જેને જેવું સૂઝે, તેવું કરે; પણ આ અસલ વસ્તુ નથી. અશુદ્ધરૂપમાં આધ્યાત્મિક શક્તિ ઢાળવાથી કાચા ઘડામાં પાણી નાંખવા જેવું થશે, કાંતો કાચી વસ્તુ તૂટી જશે, અને પાણી ઢોળાઇ જશે, અથવા તો આધ્યાત્મિક શક્તિને લુપ્ત કરી દઇને અશુદ્ધ સ્વરૂપને જ રહેવા દેશે. સર્વ સ્થળે આમજ થાય છે. આધ્યાત્મિક શક્તિ આપી શકાય છે, પણ તે શક્તિનો (expended) વ્યય કરવો પડે છે. રામ મંદિરમાં વાનરમૂર્ત્તિ સ્થાપિત કરવાથી, વાનર કદાચિત્ પ્રાણ-પ્રતિષ્ઠાથી શક્તિમાન થઇ ભક્ત હનુમાન બનીને રામનાં અનેક કામ કરી આપશે—જ્યાં સુધી તે શક્તિ રહેશે ત્યાં સુધી—પણ આપણે ભારત મંદિરમાં હનુમાન માગતા નથી, પ્રભુ અવતાર સ્વયં રામને માગીએ છીએ.

સર્વની સાથે આપણે મળી શકીએ છીએ—કિન્તુ સર્વને ઉપર કહેલ રસ્તે ખેંચવા માટે જ. અને તે પણ આપણા આદર્શના ભાવ તથા રૂપને અક્ષત રાખીને. એવું ન કરવાથી દિશાભ્રમ થશે, અને આપણું ધારેલું કામ થઈ શકશે નહિ. વ્યક્તિગત ભાવે સર્વ દિશામાં

કાંઇને કાંઇ અવશ્ય થઈ શકે, પણ સંઘરૂપે તેનાથી દશગણું થઈ શકે છે. હજુ તેનો સમય નથી આવ્યો. ઉતાવળ કરવાથી ઇચ્છા પ્રમાણે બરાબર કામ થઈ શકે નહિ. સંઘ તે આદર્શનું પહેલું પ્રકટ સ્વરૂપ છે. જેમણે આદર્શ પ્રાપ્ત કરી લીધા હશે, તે ઐક્ય ધારણ કરી જૂદાંજૂદાં સ્થળે કામ કરશે. બાદ ધર્મસંઘ Spiritual Commune જેવું રૂપ આપીને સંઘબદ્ધ થઇને સર્વ કર્મોને આત્માનુરૂપ, યુગાનુરૂપ આકાર આપવો જોઇશે–કઠોર, અચળ રૂપ નહિ પણ સમુદ્રના જળની માફક ફેલાય એવું સ્વાધીન રૂપ જે અનેક ઢંગથી કર્મોને ઘેરીને, પલાળીને ગાળી નાંખશે. આમાંથી ધીમે ધીમે દેવજાતિ પ્રગટશે. આ મારો હાલનો વિચાર છે. તે વિચાર સંપૂર્ણ વિકસિત થયો નથી. સર્વ ભગવાનના હાથમાં છે. તે જ સર્વ કામ કરાવે છે.

હવે તમારા પત્રની કેટલીક વિશેષ વાતો પર આવીશ. તમારા યોગની બાબતમાં તમે જે લખ્યું છે, તે સંબંધી આ પત્રમાં વિશેષ લખવા માગતો નથી. રૂબરૂમાં જ વાતચીત કરવાનું ઠીક પડશે. દેહને શબ માનવું એ સંન્યાસના નિર્વાણપંથનું લક્ષણ છે. પણ આ વિચાર પ્રમાણે સાંસારિક વાતો નથી ચાલી શકતી. સર્વ વસ્તુઓમાં આનંદ લેતાં શીખવું જોઇએ—જેમ આત્મામાં તેમજ દેહમાં—દેહ ચૈતન્યમય છે. જગતમાં જે કાંઈ છે તેમાં ભગવાનને જોવાથી–**सर्वं खल्वमिदं ब्रह्म–वासुदेवः सर्वम्**–વિશ્વાનંદ પમાય છે. શરીરમાં પણ તે આનંદના તરંગો દોડે છે. આ અવસ્થામાં આધ્યાત્મિકભાવમાં પૂર્ણ થઇને ઘરબાર, વિવાહ ઇત્યાદિ સર્વ કામ થઈ શકે છે. સર્વ કામમાં પણ ભગવાનનો આનંદમય વિકાસ મેળવી શકાય છે. (મેં મારી અંદર) અનેક દિવસોથી માનસિક ભૂમિમાં મનની ઇંદ્રિયોને, સર્વ વિષય તથા અનુભવને આનંદમય કરી દીધેલ છે. હવે તે સર્વ વિજ્ઞાનાનંદનું (Supramental) રૂપ ધારણ કરીરહેલ છે. આ અવસ્થામાં સચ્ચિદાનંદનાં પૂર્ણ દર્શન તથા અનુભવ થાય છે.

દેવસંઘની વાત લખીને તમે લખો છો, " હું દેવ નથી. વારંવાર ટીપાવાથી ચળકતું થયેલું લોઢું છું...... " દેવ કોઈ નથી. પણ પ્રત્યેક માણસની અંદર દેવ વાસ કરે છે. તેને પ્રકટ કરવા, એ દેવજીવનનું લક્ષ્ય છે. એવું આપણે સર્વ કરી શકીએ છીએ. તે કામ મહાભારત છે, એ હું જાણું છું. પરંતુ તમારા સંબંધમાં તમે કરેલ વર્ણનને હું યથાર્થ નથી માનતો. વળી માણસ ગમે તેવો હોય, તોપણ એક વાર ભગવાનનો સ્પર્શ થાય છે, એટલે નાના મોટામાં ખાસ તફાવત રહેતો નથી. અધિક અડચણો થાય, અધિક સમય લાગે—તે બાબતો હંમેશાં ચોક્કસ જ નથી. પણ અંદરના દેવ તે અડચણ અને વિઘ્નોનો હિસાબ નથી રાખતા. તેને હઠાવીને આગળ ધપાવે છે. મારામાં પણ ક્યાં ઓછા દોષ હતા? મન, ચિત્ત, પ્રાણ તથા દેહની અડચણો થોડી હતી? સમય પણ શું નથી લાગ્યો? ભગવાને ટીપ્યો પણ થોડો છે? દિવસે દિવસે, ઘડીએ ઘડીએ દેવ થઇ રહ્યો છું કે શું થઇ રહ્યો છું, તે જાણતો નથી, પણ કંઇક થઇ ગયો છું, અથવા થઈ રહ્યો છું,—ભગવાને જે બનાવવા ધાર્યું છે, તે યથેષ્ટ જ છે. સર્વેની બાબતમાં આમ કહી શકાય. આપણી શક્તિ નહિ પણ ભગવાનની શક્તિ જ આ યોગની સાધક છે. હું જે અનેક દિવસોથી જોઇ રહ્યો છું તેમાંથી એક બે વાતો ટુંકામાં લખું છું. મારી એવી માન્યતા છે કે ભારતની દુર્બળતાનું મુખ્ય કારણ પરાધીનતા નહિ, દારિદ્ર્ય નહિ, અધ્યાત્મજ્ઞાનરહિતતા અથવા ધર્મરહિતતા નહિ, કિન્તુ વિચારશક્તિનો નાશ—જ્ઞાનની ભૂમિમાં અજ્ઞાનતાનો વિસ્તાર—છે. સર્વત્ર વિચાર કરવાની અશક્તિ અથવા અનિચ્છા inability or unwillingness to think દેખાય છે. મધ્યયુગમાં ગમે તેમ હો, પણ આ સમયે આ ભાવ ઘોર અવનતિનું લક્ષણ છે. મધ્યયુગ હતો રાત્રિકાળ, અજ્ઞાનના જયનો દિવસ. પણ હાલ જગતમાં જ્ઞાનના જયનો યુગ ચાલે છે. જે અધિક વિચાર કરે છે, વિશ્વના સત્યને શોધી શાખે છે તેની શક્તિ તેટલી

વધે છે. યુરોપની તરફ જુઓ તો તમને બે વાતો દેખાશે—અનંત, વિશાળ વિચારસાગર તથા પ્રચંડ, વેગવતી, નિયમિત શક્તિનો ખેલ. આ બળથી તે જગતનો ગ્રાસ કરવા સમર્થ છે. તેઓ આપણા સત્યયુગના તપસ્વિઓ જેવા છે કે જેમના પ્રભાવ વડે વિશ્વના દેવતાઓ પણ ભય અને શંકા પામી વશ થતા. લોકો કહે છે કે યુરોપ નાશની તરફ દોડી રહ્યો છે. હું એમ નથી માનતો. આ જે વિપ્લવ થઈ રહ્યો છે, આ જે ઉથલપાથલ મચી રહી છે, એ સર્વ નવી સૃષ્ટિની પૂર્વાવસ્થા છે.

હવે ભારતની તરફ નજર કરો. થોડાક મોટા માણસો બાદ કરતાં સર્વત્ર મામૂલી આદમી છે, જે કદિયે વિચાર નથી કરતા—નથી કરી શકતા, જેમનામાં છાંટાભાર શક્તિ નથી, કેવળ ક્ષણિક જુસ્સો છે. ભારતના લોકોને જોઇએ છીએઃ સરળ વિચાર, સહેલી વાત; યુરોપના લોકોને જોઇએ છીએઃ ગંભીર વિચાર, ગૂઢ વાત. ત્યાં સામાન્ય મજૂર લોકો પણ વિચાર કરે છે, સર્વ કોઈ જાણવા માગે છે. અધૂરૂં જાણીને સંતુષ્ટ નથી થતા, પણ વાતનું રહસ્ય જાણવા માગે છે. વાંધો માત્ર એટલો જ છે કે યુરોપની વિચારશક્તિ તથા બળને ઘાતક સીમા છે. અધ્યાત્મક્ષેત્રમાં આવતાં તેની વિચારશક્તિ કામ કરી શકતી નથી. ત્યાં યુરોપને ચારે બાજુ ન ઉકેલી શકાય તેવા કોયડાઓ, અસ્પષ્ટ યોગિક ભ્રમણા દેખાય છે. ધૂમાડામાં આંખો ચોળતાં તેને કાંઇ સૂજતું નથી. છતાં આ સીમા ઓળંગવા માટે યુરોપમાં હાલ ઓછો પ્રયત્ન નથી થતો. આપણામાં અધ્યાત્મ-જ્ઞાન આપણા પૂર્વજોના લીધે છે. અને જેને અધ્યાત્મજ્ઞાન છે, તેના હાથમાં એવું જ્ઞાન—એવી શક્તિ છે કે જેની એક ફુંકથી યૂરોપની પ્રચંડ શક્તિ તણખલાની માફક ઉડી જાય. તે શક્તિ મેળવવા માટે ઉપાસનાની જરૂર છે, પણ આપણે શક્તિના ઉપાસક નથી, "સહજ"ના ઉપાસક છીએ. 'સહજ' માં શક્તિ નથી

મળતી. આપણા પૂર્વજોએ વિચારના વિશાળ સમુદ્રમાં તરીને વિશાળ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, વિશાળ સુધારો ખડો કરી દીધો હતો; તે માર્ગમાં જતાં જતાં પાછળના લોકો થાકી ગયા; વિચારશક્તિનો વેગ ઓછો થયો, તેની સાથે જ શક્તિનો વેગ પણ કમી થયો, એટલે આપણો સુધારો થઇ ગયો સ્થાવર, ધર્મ થઈ ગયો એક પ્રકારની ઘેલછા, અને અધ્યાત્મભાવ થઇ ગયો ઝાંખો પડછાયો અથવા ક્ષણિક ઉન્માદનો તરંગ. આ અવસ્થા જ્યાં સુધી રહેશે, ત્યાં સુધી ભારતના સ્થાયી પુનરુત્થાનનો સંભવ નથી.

બંગદેશમાં આ દુર્બળતાની અંતિમ અવસ્થા છે. બંગાળીની બુદ્ધિ તેજસ્વી છે, તેનામાં વિચારશક્તિ છે, અદશ્ય જ્ઞાનશક્તિ છે, આ સર્વ ગુણોમાં તે ભારતમાં શ્રેષ્ટ છે. આ સર્વ ગુણો જરૂરના છે, પણ તેટલા જ બસ નથી. તેની સાથે જો વિચારગાંભીર્ય, ધીરતા, વીરોચિત સાહસ, દીર્ઘ પરિશ્રમ કરવાની શક્તિ તથા આનંદ પણ આવી જાય, તો બંગાળીઓ ભારતના તો શું પણ સમસ્ત સંસારના નેતા થઇ જાય! પણ બંગાળીઓને આ નથી જોઇતું, તેમને તો સહેલાઇથી કામ કરવું છે. વિચાર કર્યા વગર જ્ઞાન લેવું છે, મહેનત વિના અતિશય ભાવનામય થઇ જઇ તેમણે રોગીની દશા પ્રાપ્ત કરી છે. તેમના કાર્યની પછવાડે અજ્ઞાન રહેલું છે, તેથી દેશની ધીમે ધીમે અવનતિ થઈ રહી છે, અને જીવનશક્તિનો નાશ થતો ચાલ્યો છે. અંતે બંગાળીઓ પોતાના દેશમાં કેવી દશાએ પહોંચ્યા છે? તેમને નથી મળતું ખાવા, કે નથી મળતાં કપડાં; ચારે તરફ હાહાકાર મચી રહ્યો છે; ધન, દોલત, ધંધો, વેપાર, જર, જમીન સુદ્ધાં બીજાઓના હાથમાં જવા લાગ્યાં છે. આપણે શક્તિની સાધના છોડી દીધી છે, અને શક્તિએ પણ આપણને છોડી દીધા છે. પ્રેમની સાધના કોઇ કરે છે, પણ જ્યાં જ્ઞાન તથા શક્તિ નથી ત્યાં પ્રેમ નથી રહેતો. સંકીર્ણતા અને ક્ષુદ્રતા જ આવે છે. ક્ષુદ્ર, સંકીર્ણ મનમાં–પ્રાણમાં

પ્રેમનું સ્થાન નથી. બંગદેશમાં પ્રેમ ક્યાં છે ? ઝઘડા, મનની મલીનતા ઈર્ષ્યા, ઘૃણા, ફાટફુટ—સર્વ આ દેશમાં ભર્યાં છે. ભેદભાવથી ભરેલ ભારતમાં પણ આટલું બધું ક્યાંયે નથી.

આર્યજાતિના વીર યુગમાં આટલાં ગપ્પાં, આટલો આડંબર ન હતો. તે લોકો જે કાંઇ પ્રયત્ન કરતા તે સૈકાઓ સુધી ચાલુ રાખતા, પણ બંગાળીઓનો પ્રયત્ન બે દહાડા જ ટકે છે.

તમે કહો છો, કે દેશને જુસ્સાવાળો કરવાની અને ઉત્તેજિત કરવાની જરૂર છે. રાજનીતિક્ષેત્રમાં આ સર્વ હું કરી ચૂક્યો છું. તમે કહો છો, કે "સ્વદેશીના દિવસોમાં જે કાંઇ મેં કર્યું હતું, તે સર્વ ધૂળમાં મળી ગયું છે. તો અધ્યાત્મક્ષેત્રમાં શું વધારે સારૂં પરિણામ આવશે ?" હું નથી માનતો કે કશું પણ પરિણામ આવ્યું ન હતું—આવ્યુંજ હતું. જેટલી ચળવળ થાય છે તેનું પરિણામ કાંઈ ને કાંઇ અવસ્ય આવે છે જ, પણ મોટે ભાગે તેથી માત્ર સંભવ વધે છે. કાર્ય કરવાની આ રીત ઉત્તમ નથી; તેથી હવે હું જુસ્સાને વધારવાનો હેતુ રાખીને કામ કરવા નથી માગતો. મારા યોગની પ્રતિષ્ઠા કરવા માટે હું વિશાળ સમતા માગું છું. તે સમતાના આધારરૂપે સર્વ વૃત્તિઓથી પૂર્ણ, દૃઢ તથા અચળ શક્તિ વિરાજે છે. શક્તિસમુદ્રમાં જ્ઞાનસૂર્યનાં કિરણોનો વિસ્તાર થાય ત્યારે આ તેજોમય વિસ્તારમાં અનંત પ્રેમ, આનંદ તથા ઐક્યની પ્રફુલ્લતા વ્યાપે છે. લાખો શિષ્યોની જરૂર નથી. એકસો અહંકારવર્જીત પૂરા તૈયાર મનુષ્ય ભગવાનના યંત્રરૂપે વર્તનાર મળી જાય તો બસ છે. પ્રચલિત ગુરુગીરી પર મને આસ્થા નથી, માટે હું ગુરુ થવા માગતો નથી. મારા સ્પર્શથી જાગીને કે બીજા કોઈના સ્પર્શથી જાગીને પણ કોઇ પોતાના સુષુપ્ત દેવત્વને જાગૃત કરે અને ભગવત જીવન પ્રાપ્ત કરે એટલું જ હું તો માગું છું. આવી જાતના માણસો જ ભારતનો ઉદ્ધાર કરશે.

આ લેક્ચર વાંચીને એમ ન સમજશો કે હું બંગદેશના ભવિષ્યના સંબંધમાં નિરાશ છું. લોકોના માનવા પ્રમાણે હું પણ આશા રાખું છું, કે બંગદેશમાં જ આ વખતે મહાજ્યોતિનો વિકાસ થવાનો છે, પણ મેં હાલની બીજી બાજુ જોવાનો પ્રયત્ન કર્યો છે— દોષ, ત્રુટી, ન્યૂનતા કયાં છે તે જોવાનો પ્રયત્ન કર્યો છે. આ સર્વ ત્રુટીઓ કાયમ રહે તો જ્યોતિ મહાજ્યોતિ પણ નહિ થાય, અને સ્થાયી પણ નહિ થાય.

આ અસાધારણ લાંબા પત્રનું તાત્પર્ય એ છે કે હું પણ પોટલી બાંધી રહ્યો છું, પણ હું આશા રાખું છું કે આ પોટલી સંત પિતરની ચાદરના જેવી છે. અનંતનો બધો ભક્ષ તેની અંદર હલમલી રહ્યો છે. હમણાં પોટલી નથી ખોલતો. કસમયે ખોલવાથી ભક્ષ ભાગી જાય છે. દેશમાં પણ હમણાં નથી આવતો—કાચાઓની અંદર આવીને કાચો શું કરી શકે? હાલ એ જ.

તમારો "સેજ-દા"*



* વચેટભાઇ.

# લેખો



## ૧. મારા દેશબંધુઓ જોગ ખુલ્લો પત્ર



( કર્મયોગી— ૩૧ જુલાઈ, ૧૯૦૮ )

માતૃભૂમિ પ્રત્યેની પોતાની ફરજ અદા કરનાર જાહેર પુરુષની સ્થિતિ હિન્દુસ્તાનમાં આજકાલ ડામાડોળ છે. કાલે શું થશે એ કહેવાય એમ નથી. હું હમણાંજ એક વરસની જેલમાંથી છૂટીને આવ્યો છું. મારા પર ગુન્હો સાબીત કરવાને રતિભાર વિશ્વાસજનક પૂરાવો ન મળ્યો તેથી હું છૂટયો છું. પણ આજે હું છૂટો છું તેથી કાલે પણ મારા ઉપર નવો કેસ ઉભો કરી કામ ચલાવવામાં ન આવે, ગુન્હો બતાવવાની કે પૂરાવો રજુ કરવાની કડાકૂટ દૂર કરનાર દેશપારના જહાંગીરી કાયદાથી મને દેશપાર કરવામાં ન આવે એમ કહી શકાય નહિ. જ્યારે ઍંગ્લો-ઇન્ડિયન પત્રકારોના શિકારી કૂતરાઓ મારી પૂંઠ પડ્યા છે અને દરેક દેશપ્રેમી, દેશવત્સલ પુરૂષને ખસેડવા સરકાર આગળ ચિચિયારી કરી રહ્યા છે ત્યારે કોઇ પણ માણસની સ્થિતિ ડામાડોળ કરતાંય કાંઇક અધિક થઇ છે એમ કહેવું જોઇએ. જોસભેર અફવા ચાલી રહી છે કે મને દેશપાર કરવા

માટે કલકત્તાની પોલીસે સરકાર આગળ કેસ રજુ કર્યો છે. જો કે દેશમાં સંપૂર્ણ શાન્તિ પ્રવર્તે છે અને અમારી કાર્યપ્રણાલી સંપૂર્ણ કાયદેસર છે, છતાંયે સરકારના સર્વશક્તિમાન શિકારી કૂતરા ( સી. આઇ. ડી. ) સીમલાના સલાહકારોની આનાકાનીને શમાવી દે એ સંભવિત છે. આ સ્થિતિમાં મારા દેશબંધુઓ જોગ આ પત્ર લખવાનું મેં ઉચિત ધાર્યું છે. ખાસ કરીને જે બંધુઓએ સાંપ્રત જરૂરીઆત અને ભવિષ્યની રૂપરેખા વિષેના રાષ્ટ્રપક્ષના સિદ્ધાંતો સ્વીકાર્યાં છે તે બંધુઓ જોગ હું આ પત્ર પાઠવું છું. મને દેશપાર કરવામાં આવશે તો આ પત્ર શંકિત હૃદયોનું સમાધાન કરશે. મારા નિર્મિત સ્થાનમાંથી હું પાછો ન ફરૂં તો આ પત્ર મારા દેશબંધુઓ માટે મારા રાજકીય વિચારોનું છેલ્લું વિલ અને ટેસ્ટામેન્ટ ગણાશે.

રાષ્ટ્રપક્ષની સ્થિતિ મુશ્કેલ છે ખરી, પણ અશક્ય નથી. રાષ્ટ્રપક્ષના આગેવાનોને સરકારે દેશપાર કર્યા કે જેલમાં પૂર્યા તેથી રાષ્ટ્રપક્ષ નાબૂદ થયો એમ કેટલાક માને છે પણ તે એમની ભૂલ છે. કારણ કે તેઓ માત્ર ઉપરચોટીઉં જ જુએ છે. રાષ્ટ્રપક્ષ જીવતોજાગતો છે. એની શક્તિ કે વિસ્તાર જરાયે ઘટયાં નથી. એને જરૂર છે માત્ર પૉલિસીની અને નેતાની. પૉલિસી તો એને મળી રહેશે, અને નેતા પ્રભુ આપશે. દુનિયા પરની તમામ લડત પ્રભુએ યોજી રાખેલા નેતાની રાહ જુએ છે. જ્યારે પ્રભુનો પયગામ લેઇ નેતા પેદા થાય છે ત્યારે એ લડત જય મેળવતી આગળ વધવા માંડે છે. અત્યાર સુધીના નેતાઓ ઉચ્ચગુણસંપન્ન, પ્રતિભાશાળી મહાન્ પુરૂષો છે. દુનિયાની કોઇ પણ લડતના સરદાર થવાને તેઓ યોગ્યતા ધરાવે છે. પણ દુનિયાભરનું રૂપ બદલી નાંખે એવી આ લડતના નાયક થવાને તેમનામાંયે કચાશ છે. તેથી જેના હાથમાં રાષ્ટ્રનું ભવિષ્ય મૂકાયું છે એવા રાષ્ટ્રપક્ષે આવો માણસ પેદા થાય ત્યાં સુધી સબૂરી પકડવી જોઇશે, આફતમાં પણ શાન્તિ ધારણ કરવી જોઇશે, અંતે પોતાનોજ

જય છે એની દૃઢ ખાત્રી રાખી પરાજય વેળા પણ આશા રાખવી જોઇશે અને ભવિષ્યની સંતતિ તથા જગત પ્રત્યેની પોતાની જવાબદારી હરઘડી સ્મરણમાં રાખવી જોઇશે.

દરમિયાન આપણા માર્ગની મુશ્કેલીઓને લીધે આપણે સાવચેતીથી અને હિંમતભેર ડગલાં ભરવાં જોઇશે. આપણું બળ પશુબળ નહિ પણ નીતિબળ છે. પશુબળ તો આપણી સરકારમાં જઈ વસ્યું છે. આપણી જીત થાય તો એ સરકારનું રૂપ આપણે એવું બદલી નાંખીએ કે એ કોઇથી ઓળખાય નહિ તો પછી સરકાર આવો કાયાપલટ અટકાવવા પોતાના તમામ પશુબળનો ઉપયોગ કરે એમાં શી નવાઇ? દેશનું સમગ્ર નીતિબળ આપણી બાજુ છે, કુદરત આપણી બાજુ છે. મનુષ્યના કોઇ પણ કાયદા કરતાં ઇશ્વરનો કાયદો મોટો છે; એ કાયદો આપણી બાજુ છે. ભાવી પણ આપણી બાજુ છે. એ નીતિબળ જ આપણો એકમાત્ર આધાર છે. એ જ આપણો તારક મંત્ર છે, એજ આપણી ફતેહની ચાવી છે. એના પર ઉભવાથી આપણે બળવાન છીએ. એને છોડવાથી આપણે નિર્બળ છીએ. આપણા ધ્યેયને કોઇ કાયદો ગુન્હો ઠરાવી શકે એમ નથી. આપણી કામ કરવાની રીતને કોઈ અર્વાચીન સરકાર ગેરકાયદે ઠરાવી શકે એમ નથી, અને જો ઠરાવે તો સુધરેલી સરકાર તરીકે ગણવાનો દાવો રાખી શકે એમ નથી. એ ધ્યેય અને એ રીતને આપણે વળગી રહેવું જોઇએ, અને આપણી આખરી ફતેહનો આધાર એના પર જ રાખવો જોઇએ. કોઈ પણ પ્રજાએ પ્રજા તરીકે જીવવું હોય તો કાયદાને માન આપવું એ આવશ્યક ગુણ છે. એ ગુણ હિન્દીઓમાં વિશિષ્ટરૂપે જોવામાં આવે છે. આથી આપણે ચૂસ્ત રીતે કાયદાને માન આપવું જોઇએ. સાથે કાયદાથી જે રક્ષણ મળે છે એ રક્ષણનો અને એ કાયદાની છૂટનો લાભ ઉઠાવી આપણા કાર્યને આગળ ધકેલવું જોઇએ. દેશમાં જે છૂટાંછવાયાં ખૂન થયાં છે એની સાથે અમારે લેવાદેવા નથી, એ

ખૂનરેજીની સાથે અમારે નિસબત નથી એ અમે સ્પષ્ટ અને ચોક્કસ રીતે જણાવ્યું છે, એટલે હવે ફરીથી એની નોંધ લેવાની અમારે જરૂર નથી. ઝેરી અને કડવી પૉલિસીનાં એ ઝેરી અને કડવાં ફળ છે. જ્યાં સુધી એ પૉલિસીના ઉત્પાદક પોતાની ભૂલ નહિ સુધારે ત્યાં સુધી એ ઝેરી ઝાડને ઝેરી ફળ ફળ્યાં વિના રહેનાર નથી. એ તો કુદરતનો કાયદો છે. કાયદા બનાવવામાં કે રાજકારભાર ચલાવવામાં અમારો અવાજ નથી, એટલે આ બાબતમાં અમે નિરૂપાય છીએ. જે લોકો ખબરદારીથી અને બુદ્ધિપૂર્વક રાજ્ય નથી ચલાવી શકતા તેમને દેશપાર અને સજાબંધીના હુકમ બહુ ફાવતા થઇ પડે છે. આવા હુકમોની સામે અમારો એકજ ઇલાજ છે કે અમારે કાયદેસર ચળવળ અને ખાનદાનીભર્યા આદર્શને વધારે ચૂસ્તપણે અને વધારે નિર્ભયતાથી વળગી રહેવું.

સ્વરાજ્ય અમારૂં ધ્યેય છે. સ્વરાજ્ય એટલે પરદેશના કાબૂ વિનાની સંપૂર્ણ સ્વતંત્ર રાજ્યવ્યવસ્થા. અમારો એ દાવો છે કે દરેક પ્રજાને નિજ ધર્મ પ્રમાણે, નિજ શક્તિ પ્રમાણે રહેવાનો હક્ક છે. અમારાથી હલકા પ્રકારની સંસ્કૃતિ અમારા પર જોરજબરાઈથી ઠોકી બેસાડવાના પરદેશીઓના દાવાની અમે ના પાડીએ છીએ. અમે ના પાડીએ છીએ કે પોતાની સંસ્કૃતિને ઉંચા પ્રકારની કહી અમારા વારસાથી અમને વંચિત રાખવાનો કોઈ પણ પરદેશીને હક્ક છે. અમે કબૂલ કરીએ છીએ કે લાંબા વખત સુધી પરદેશીની ધુંસરી નીચે રહેવાથી અમારી જન્મસિદ્ધ શક્તિઓ પર કાટ ચઢ્યો છે, છતાં અમારૂં હૃદય સાક્ષી પૂરે છે કે અમારી એ શક્તિઓ ફરીથી ઉજ્જવળ થવાની છે. અમારી વાતના પૂરાવા તરીકે અમે એ બાબત પર લક્ષ ખેંચીએ છીએ કે જે દેશે આફત અને પરાજયનાં સૈકાઓ વેઠ્યાં છે અને હજીયે વિદ્યમાન છે તે દેશની જતન કરવાની શક્તિ કેટલી હોવી જોઇએ? જે દેશમાં અદ્યાપિપર્યંત વીર નરો ઉત્પન્ન થતા આવ્યા છે,

પરાધીન દશામાંયે જે દેશે અસંખ્ય પ્રતિભાશાળી અને ચારિત્ર્યવાન મહાપુરૂષોને જન્મ આપ્યો છે—જે કોઇ પરાધીન દેશથી બન્યું નથી—અને જે દેશે કાને નથી સાંભળી અને આંખે નથી દેખી એવી અદ્‌ભૂત શક્તિ બતાવી છે એ દેશની પ્રજા અબુદ્ધ બાળકોની અને અશક્તિમાનોની બનેલી છે એમ ન જ કહેવાય. અમારા બાપદાદાથી અમે કોઈ રીતે ઉતરતા નથી. અમારાંયે માથામાં ભેજાં છે, અમારાંયે દિલમાં હિંમત છે, અમારાંયે બાવડામાં શક્તિ છે; જરૂર છે માત્ર અજમાયશની અને અવકાશની. આ અજમાયશ અને આ અવકાશ અમારા દેશની સરકાર, અમારો સ્વતંત્ર સમાજ અને અમારી પ્રાચીન સંસ્કૃતિ જ અમને આપી શકે. એથી જ્યાં સુધી અમને આ મળ્યાં નથી ત્યાં સુધી એને મેળવવાના પ્રયાસ સિવાય અમારાં ભેજાં, અમારી હિંમત અને અમારી શક્તિનો બીજો ઉપયોગ ન હોઇ શકે.

અમે સ્વરાજ્ય માગીએ છીએ એટલે અમે બીજી કોઇ પ્રજાને કે કાયદાથી આ દેશમાં ચાલી રહેલા રાજકારભારને ધિક્કારીએ છીએ એમ નથી. અમારા દેશમાં નોકરશાહીનું રાજ્ય ચાલે છે; અમે એ નોકરશાહીને પ્રજાશાહી બનાવવા માગીએ છીએ. અમારા દેશમાં પરદેશીનું રાજય ચાલે છે; અમે એ પરદેશી રાજયને બદલે સ્વદેશી રાજ્ય ચલાવવા માગીએ છીએ. અમારા દેશમાં અંગ્રેજોની આણ વર્ત્તે છે; અમે અંગ્રેજોની આણને બદલે હિન્દીઓની આણ વર્ત્તાવવા માગીએ છીએ. આવી ઇચ્છા રાખવામાં હિંસા અને ધિક્કાર સમાયેલો છે એમ કહેનાર સાવ જૂઠ્ઠા છે. પ્રેમ અને બંધુત્વ અમારા દેશપ્રેમના આદર્શના પાયા છે. તેત્રીશ કરોડ ભારતવાસીઓની એક્તાથીયે આગળ સમસ્ત માનવજાતિની એક્તા, એ અમારા દેશપ્રેમના આદર્શનું લક્ષ્યબિંદુ છે. પણ જે એક્તા માટે અમે ઝંખી રહ્યા છીએ એ એક્તા ભાઈ ભાઈ વચ્ચેની છે, સમોવડીઆની છે, સ્વતંત્ર મનુષ્યોની છે. શેઠ અને ગુલામ વચ્ચેની, ભક્ષક અને ભક્ષ્ય વચ્ચેની

એ એકતા નથી. અમે અમારી પૃથક્ જાતિ અને પ્રજા તરીકેના સંપૂર્ણ જીવનવિકાસે પહોંચવા અર્થે અમારો જાતીય હક્ક માગીએ છીએ, કારણ કે એ જ રીતે માનવજાતિની એકતાનો સાક્ષાત્કાર થવો સંભવે છે. પ્રજાઓનો કે બાહ્ય ભેદોનો નાશ કરવાથી માનવજાતિની એકતા સધાવાની નથી. માનવજાતિની એકતા તો ત્યારે જ સધાશે જ્યારે એ એકતાને આડખીલીરૂપ થઇ પડેલાં પ્રજા પ્રજા વચ્ચેનાં ધિક્કાર, વેર અને ગેરસમજનાં કારણોને દૂર કરવામાં આવશે. અમારા હક્કને માટે લડવું એનો અર્થ એ નથી કે એ હક્કની ના પાડનારાઓનો ધિક્કાર કરવો. એનો અર્થ તો એ જ છે કે અમારા હક્કને માટે અમારે પ્રયાસ કરવો અને દુઃખ પડે તો દુઃખ સહન કરવું, અડગ હિંમત રાખી, નાના કે મોટાની પરવા કર્યા વિના સત્ય વચન બોલવું અને પ્રગતિની આડે આવનાર શક્તિને સ્થાને પ્રગતિશીલ શક્તિને સ્થાપવા હરેક જાતનું કાયદેસર દબાણ લાવવું અને નૈતિકબળ વાપરવું.

અમારો રસ્તો સ્વાવલંબનનો અને સત્યાગ્રહનો છે. અમારા ઉદ્યોગહુન્નરને અમે કેવી રીતે ખીલવી શકીએ છીએ એ સાબીત કરવા અમારે એકત્ર થઈ પ્રયાસ કરવો, અમારા અંદરઅંદરના કજીઆ ઘરમેળે પતાવવા, જાહેરસભાઓમાં અને જાહેર કામ પ્રસંગે સુલેહશાંતિ જાળવવી, જનસુખાકારી સાચવવી, માંદાની માવજત કરવી, દુકાળપીડિત લોકોની સહાય કરવી, માનસિક, ઔદ્યોગિક અને શારીરિક શિક્ષણ રાષ્ટ્રીય બનાવવું અને નોકરશાહીના કાયદાનું અપમાન કર્યા સિવાય બની શકે ત્યાંસુધી આંતરિક સ્વરાજ્ય સ્થાપવું— આ રાષ્ટ્રપક્ષની છડેચોક અને સ્પષ્ટ રીતે સ્વીકારેલી પોલિસી હતી. આ સર્વ બાબતોમાં અમારી શક્તિ સ્પષ્ટ રીતે પૂરવાર કરવા જેટલી અમે બંગાળમાં પ્રગતિ કરી હતી અને એકત્ર, સુવ્યવસ્થિત અને સુદૃઢ બંગાળ હસ્તીમાં આવવાની અણી પર હતું, ત્યાં તો સુરતમાં

તોફાન જાગ્યું, નોકરશાહીએ જાપ્તાની નીતિ શરૂ કરી, અમારી સમિતિઓ અને સ્વયંસેવકમંડળનો વિનાશ થયો, છોટાબડા અમલદારોએ સ્વદેશી પ્રચારકોને ડરાવી કામ કરતા રોક્યા, અમારી પ્રગતિ અટકી ગઇ અને અમારી આશા ફળીભૂત થવાની ઘડી વરસોને માટે દૂર ઠેલાઇ. પણ આ અટકાવ સામયિક છે, સદાનો નથી. પ્રજામાં પાછાં વિશ્વાસ અને ઉત્સાહ આણવાને માત્ર આગેવાનોમાં હિંમત અને ઠંડા રાજ્યકૌશલ્યની જરૂર છે. આગેવાનોમાં જરૂર એ કળા આવી જવી જોઇએ કે સરકારના જાપ્તાના કાયદામાં ન ફસાય એવી યુક્તિઓ શોધી કાઢી યોજનાનું કામ શરૂ કરે.

કંઇક સ્વાવલંબનની પૂર્તિ તરીકે અને કંઇક સરકાર પર દબાણ લાવવાના હથિયાર તરીકે સત્યાગ્રહની રીત યોજવામાં આવી હતી. આ રીતનો મુદ્દો એ છે કે રાજકારભારમાં, કાયદા ઘડવામાં અને પ્રજાનાં નાણાં ખર્ચવામાં પ્રજાને અસરકારક કાબૂ ન મળે, ત્યાં સુધી રાજ્યકર્તાઓ સાથે સહકાર કરવાની આપણે ના પાડવી. જેમ "પ્રતિનિધિ નહિ તો કર નહિ" (No Representation, no Taxation) એ અઢારમી સદીના અમેરિકનોનો મુદ્રાલેખ હતો તેમ "કાબૂ નહિ તો સહકાર નહિ" (No Control, no Cooperation) એ વીસમી સદીના હિન્દીઓનો મુદ્રાલેખ હોવો જોઇએ. આપણા દેશમાં પરદેશીઓની ઔદ્યોગિક જમાવટમાં અને દ્રવ્ય શોષણમાં સહકાર કરવાની ના પાડવી, શિક્ષણમાં સહકાર કરવાની ના પાડવી, રાજકારભારમાં સહકાર કરવાની ના પાડવી, ન્યાય કારોબારમાં સહકાર કરવાની ના પાડવી, અમલદારોના અરસપરસ વહીવટમાં સહકાર કરવાની ના પાડવી–આ બધા સહકારના નકારના સરવાળાને હું સગવડને ખાતર "બહિષ્કાર" નું નામ આપું છું. જરૂર આપણે સહકારના નકારને સંપૂર્ણ અચળ રૂપ નથી આપી શક્યા, પણ જેમ જેમ નૈતિક દબાણ લાવવાની જરૂર વધારે ને

વધારે લાગતી જશે તેમ તેમ આ નકારનો વિસ્તાર વધારવાનો આપણો રસ્તો મોકળો થતો જશે. આ બહિષ્કારનું એક દૃષ્ટિબિન્દુ છે. બીજું દૃષ્ટિબિન્દુ સ્વાધીન બની આપણી ઉગતી શક્તિઓને પોષવાનું છે. સ્વદેશી ઉદ્યોગહુન્નરને ઉત્તેજન આપવાને ખાતર પરદેશી માલનો બહિષ્કાર જરૂરી છે, રાષ્ટ્રીય શિક્ષણને પોષણ આપવાને ખાતર સરકારી શાળાઓનો બહિષ્કાર (ત્યાગ) જરૂરી છે, પંચાયતનો પ્રચાર કરવાને ખાતર બ્રિટીશ અદાલતોનો બહિષ્કાર જરૂરી છે. સવાલ માત્ર એ જ રહે છે કે બહિષ્કારની શરતો કયી કયી છે અને તેને કયાં સુધી લઇ જવો? બહિષ્કારની શરતો અને મર્યાદા દરેક પ્રસંગની સ્થિતિ પર આધાર રાખે છે. પહેલાં તો સત્યાગ્રહનો (બહિષ્કારનો) જુસ્સો ઉભો કરવો જોઇએ. પછી તેની યોજના થાય, નિયમન થાય, અને જરૂર પડયે મર્યાદા બંધાય.

આપણી પ્રગતિનો સૌથી પહેલો અવરોધ આપણો અંદર અંદરનો કુસંપ છે. એ કુસંપને લીધે મહાસભાનું વહાણ ભાંગીને ભૂકો થયું છે. અને તેની જગ્યાએ જે પોકળ અવશેષ રહ્યું છે તે ગઈ સાલ મદ્રાસ ભેગું થયું પણ મદ્રાસના પ્રતિષ્ઠિત આગેવાનો તેનાથી અલિપ્ત રહ્યા. છતાંયે તે ફરીથી લાહોર ભેગું થવાનું છે. આગેવાનોના અંગત સવાલોને લીધે કે નજીવા મતભેદોને લીધે આ કુસંપ ઉભો થયો છે એમ માનવું સરાસર ભૂલભર્યું છે. આવી બાબતોમાં બનતું આવે છે તેમ અંગત સવાલો અને નજીવા મતભેદો વચ્ચે ઘુસી ગયા ખરા, અને કુસંપની કડવાશ અને સમાધાનીની ભૂલભૂલામણીમાં એથી ઉમેરો થયો પણ જે અગત્યના પ્રશ્નપર વાટાઘાટ ચાલી એ તો એ હતો કે આ દેશમાં સ્વરાજનું સ્વરૂપ અને ભાવના કેવાં રાખવાં અને કેવી રીતે તેનો વિકાસ કરવો? એ સ્વરૂપ અને ભાવના પ્રજાકીય રાખવાં કે વ્યક્તિગત રાખવાં? કાયદાકાનૂન મુજબ, બંધારણસર વહીવટ કરવો કે વ્યક્તિની ઇચ્છા મુજબ મનસ્વી વહીવટ કરવો? વિકાસ પ્રગતિશીલ અને રાષ્ટ્રીય

રાખવો કે પ્રગતિરોધક અને સંકીર્ણ રાખવો ? આ અને એવા બીજા પ્રશ્નો મહાસભાની આગળ ઉપસ્થિત થયા. રાષ્ટ્રપક્ષ પ્રજામત, કાયદા-કાનૂન અને પ્રગતિની બાજુ ઉભો રહ્યો. વિનીતપક્ષને પાકટ અને વયોવૃદ્ધ આગેવાનોને માટે મોહ હતો; આથી એ પક્ષ વ્યક્તિગત, મનસ્વી વહીવટ અને અવગતિની બાજુ ઉભો રહ્યો. વ્યક્તિઓની ધુન, પ્રીતિઅપ્રીતિનું વાદળ જામી ગયું, વજૂદવાળા કે વજૂદવિનાના દરેક મતભેદપર પ્રતિદ્વંદ્વીઓ ભૂખ્યા વરુની માફક તૂટી પડ્યા, પક્ષા-પક્ષીનો છૂટથી ઉપયોગ થયો, તીવ્ર મતભેદના વિષયો ઉડાવી દેવાની કેટલાક વિનીત આગેવાનોએ હઠ પકડી અને બન્ને પક્ષના યુવાન યોદ્ધાઓ પોતાનો મિજાજ કાબૂમાં ન રાખી શક્યા એથી સુરતમાં ભારે તોફાન થયું, અને મહાસભા વીખેરાઇ ગઇ. જ્યારે અંગત અને નજીવા મતભેદ ભૂલાઈ જશે અને ખરા મતભેદના વિષયોપર ખુલ્લા દિલથી અને નિષ્પક્ષપાતપણે વિચાર કરવામાં આવશે ત્યારે જ આ કોકડું ઉકેલાશે અને દેશનું હિત જળવાશે.

સત્યાગ્રહ કરવો કે નહિ, મહાસભાના ધ્યેય તરીકે સ્વરાજ્યનું સ્વરૂપ કેવું રાખવું, ઠરાવોને કેવા રૂપમાં પસાર કરવા એ તીવ્ર મત-ભેદના મુખ્ય વિષયો છે. ઠરાવોને કેવા રૂપમાં પસાર કરવા એ તો મહાસભાના હાથની વાત છે, આ વિષયમાં રાષ્ટ્રપક્ષની માત્ર એટલીજ માગણી છે કે વિષયની ચર્ચા નહિ રોકવી અને એમના વિચાર મહાસભા આગળ જાહેર કરવાની એમને છૂટ આપવી. બીજી બાબતોમાં તેઓ તેમનું ધ્યેય કે પોલિસી બદલી શકે એમ નથી, પણ એથી દેશના સર્વ વિચારોનો પડઘો પાડનાર અને સ્વતંત્રરીતે ચર્ચા ચલાવનાર મહાસભામાં તેમના વિચારોનો સમાવેશ ન થાય, અને સર્વની એક સાથે પ્રગતિ ન થાય એમ તેઓ માનતા નથી. તેમના સ્વતંત્ર વિચારોને લીધે મહાસભાની પ્રગતિને કેવી રીતે આંચ આવે એ તેઓ સમજી શકતા નથી. સ્વારાજ્યના ઠરાવમાં "સંસ્થાનોના જેવું

સ્વરાજ્ય" ( Self-Government on Colonial lines ) એ શબ્દો કાઢીને "સંપૂર્ણ સ્વરાજ્ય" ( Full and complete Self-Government) શબ્દો મૂકવાથી સમાધાન થઈ શકે તેમ છે. સત્યાગ્રહના વિષયમાં જે મતભેદ છે તે હાલ તો બહિષ્કારના ઠરાવને અંગે ઉભો થયો છે. બહિષ્કારના વિષયમાં ઘણા વિનીતપક્ષવાદીઓનો પણ ટેકો છે, અને એથી એ વિષય રાષ્ટ્રપક્ષવાદીઓ છોડી દઇ શકે એમ નથી. મહાસભાની હાલની ખીચોખીચ ભરેલી વિષયવિચારિણી સમિતિને છેવટની સત્તા તરીકે દખલ રાખવાની અમે ના પાડીએ છીએ. છતાં છૂટથી ચૂંટાયેલી મહાસભાની બેઠક આગળ અમારો કેસ રજૂ કરવા અમે તૈયાર છીએ. આ પરથી જોઈ શકાશે કે સઘળો મતભેદ મહાસભાના બંધારણને (Constitution) અંગે છે. જે સંસ્થા હાલ પોતાને મહાસભાના નામથી ઓળખાવે છે તે પ્રજા તરફથી પ્રતિનિધિઓની ચૂંટણી છૂટથી થતી અટકાવે છે, અને પ્રતિનિધિઓના માર્ગમાં વિરોધ મૂકી તે એકતરફી અને અ-પ્રજાકીય બની છે. એ સંસ્થા પ્રતિનિધિ થવા ઇચ્છનાર દરેક શખ્સ પાસે અમુક જ પ્રકારના સોગન્દ લેવડાવે છે, અને તે પછી જ તેને તેની જગ્યાપર બેસવા દે છે. આ રીતે તે પોતાનું ક્ષેત્ર સંકુચિત કરે છે. પ્રજાજન પ્રતિનિધિઓને ચૂંટે તેને બદલે અમુક સંસ્થાઓ મારફત જે ચૂંટાય તે જ પ્રતિનિધિ ગણાય એવો તેણે નિયમ રાખ્યો છે. કેટલાક શખ્સોને ચૂંટાયા વિના જ પ્રતિનિધિ તરીકે ગણવામાં આવે છે, એટલે એમને કોઈ પણ સંસ્થા મારફત ચૂંટાવાની તકલીફમાંથી મુક્ત કરવામાં આવે છે. આવા શખ્સોને સભાના કામમાં હદથી જ્યાદે સત્તા આપવામાં આવે છે. આ અને આવી બીજી ગેરરીતિઓ કોઈપણ પ્રજાકીય સંસ્થા ન ચલાવી લે. રાષ્ટ્રપક્ષવાદીઓની કોન્ફરન્સ કે વિનીતપક્ષવાદીઓની કન્વેન્શન પોતાની આવી મર્યાદા ભલે બાંધે, પણ મહાસભા તો પ્રજાકીય છે, અને પ્રજાકીય જ રહેવી જોઇએ. પ્રજા તરફથી સ્વતંત્ર રીતે ચૂંટાયેલા તમામ પ્રતિનિધિઓને મહાસભામાં સ્થાન હોવું જ

જોઈએ. આથી કોઈ સંકુચિત સંસ્થા આવું ગેરરીતિભર્યું બંધારણ પસાર કરે તેથી ઓછું જ બંધારણ સુધરે? એ તો જૂની રીતે મહાસભાની ચૂંટણી થાય અને એવી મહાસભા પોતાનું બંધારણ નક્કી કરે તો જ તે સર્વમાન્ય થાય.

એટલે વિનીતપક્ષની કન્વેન્શનને મહાસભાનું મોટું નામ આપવાથી આ સવાલનું સમાધાન થાય તેમ નથી. જૂદી જૂદી પ્રાન્તિક પરિષદો બન્ને પક્ષના આગેવાનોની એક કમિટી નીમે અને એ કમિટી એકબીજાના મતભેદોનું સમાધાન કરી એવો કોઇ તોડ કાઢે જેથી મહાસભાનું નાવ મજેથી અને છૂટથી ચાલી શકે તો જ આ સવાલનું સમાધાન થઇ શકે તેમ છે. જો કોઇ અલ્પમતિપક્ષ આવું સમાધાન સ્વીકારવાની ના પાડે તો પ્રાન્તિક પરિષદો મારફત ચૂંટાયેલો બહુમતિપક્ષ એ પક્ષની અવગણના કરી પ્રજામતને માન આપે. એકવાર બંધારણની દિશા નક્કી થઈ અને તેનું ખોખું ઘડાઈ તૈયાર થ એટલે તે ખોખું છૂટથી ચૂંટાયેલી મહાસભાની બેઠક આગળ રજૂ કરવામાં આવે, અને મહાસભા મન ફાવે તો તેને સ્વીકારે, સુધારે રદ કરે. આ રીતે સુંદર બંધારણવાળી મહાસભા ઉપજાવી શકાય અને આશા રાખી શકાય કે આવી મહાસભામાં પહેલાંની જીદ અને હઠીલાઈની પુનરાવૃત્તિ નહિ થાય, અને સુરતની માફક પ્રજા સમક્ષના સવાલોનું નિરાકરણ આગળપર નહિ હડસેલાય.

મહાસભાની અંદર કરતાંયે મહાસભાની બહાર એકત્ર કામ કરવાનો વધારે અવકાશ રહે છે. એકત્ર કામમાં ખલેલ કરે એવા માત્ર બેજ પ્રશ્નો છે. એક પ્રશ્ન એ છે કે હમણાં અપાયેલા સુધારાનો સ્વીકાર કરવો કે નહિ? આ સુધારાથી પ્રજાને કોઇ પણ રીતનો ફાયદો નથી મળતો. માત્ર એક કોમને (મુસલમાન) જૂદા પ્રતિનિધિત્વનો હક્ક આપવામાં આવ્યો છે. અને એવી રીતે એક નાદુરસ્ત સિદ્ધાંત હિન્દુસ્તાનના બંધારણમાં દાખલ કરવામાં આવ્યો છે. તે સિવાય કો

સારો સિદ્ધાંત બંધારણમાં ઉમેર્યો હોય એ અમારી જાણમાં નથી. આ પ્રશ્નપર વિચાર કરતાં સહકારનો પ્રશ્ન ખડો થાય છે. સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે જ્યાં સુધી હિન્દુસ્તાનને સંપૂર્ણ સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી કોઈ પણ રીતે સરકાર સાથે સહકાર કરવાની રાષ્ટ્રપક્ષવાદીઓ ના પાડશે. 'રાષ્ટ્રપક્ષવાદીઓએ આ ભૂલને સુધારવાની દરકાર નથી કરી' કારણ કે આવા અજુગતા પ્રશ્નના વિવેચનમાં પડયા કરતાં પ્રજા પાસે પોતાનો ધ્યેય સ્વીકારાવાની, પોતાની સત્યાગ્રહની અને સંપૂર્ણ સ્વાવલંબનની પોલિસી સ્વીકારાવાની એમને વધારે ચીવટ છે, છતાં એ તો સ્પષ્ટ છે કે આવો સિદ્ધાંત રજૂ કરનાર પક્ષ અમલી કાર્યકર્તાઓ અને વિચારકોનો નથી પણ ગગનવિહારી શાસ્ત્રીઓ અને આદર્શભક્તોનો છે. રાષ્ટ્રપક્ષનો સિદ્ધાંત તો એ છે કે "સત્તા નહિ તો સહકાર નહિ" (No Control, no Cooperation.) જ્યાં સુધી પ્રજાના હાથમાં સત્તા આપવાની સરકાર ના પાડે છે, અને જ્યાં સુધી ના પાડશે ત્યાં સુધી રાષ્ટ્રપક્ષ એ સરકારની સાથે સહકાર કરશે નહિ, અને પોતાથી બની શકશે એટલા સંપૂર્ણ અંશે એ સરકારથી અલિપ્ત રહેશે. એ તો દીવા જેવું સ્પષ્ટ છે કે આપણા પ્રજાકીય પ્રતિનિધિઓની બનેલી ધારાસભાઓને પરદેશથી આવતો માલ અટકાવવાને માટે જકાત નાંખવાની સત્તા આપવામાં આવે તો પછી એ સત્તાનો ઉપયોગ કરવાને બદલે પરદેશી માલનો બહિષ્કાર કરવાની કોઇ પક્ષ હિમાયત ન કરે. તેમ જ લોર્ડ રીએ ધાર્યું હતું તેમ શિક્ષણના વિષયને સરકારના કાબૂમાંથી મુક્ત કરવામાં આવે, અને પ્રજાકીય ધારાસભાઓને સોંપવામાં આવે તો દેશમાં કોઈ એવો અક્કલહીણ માણસ નહિ નીકળે જે એવા પ્રજાકીય શિક્ષણનો બહિષ્કાર કરવાની હિમાયત કરે. અદાલતોમાં અંગ્રેજ ન્યાયાધીશોને બદલે હિન્દી ન્યાયાધીશો નીમવામાં આવે અને સરકારના કારોબારી મંડળને નહિ પણ પ્રજા તરફથી ચૂંટાએલા પ્રતિનિધિઓને ન્યાયાધીશો જવાબદાર બનાવવામાં આવે તો સરકારની

અદાલતોની સાથે સાથે પંચાયતો અને પંચની વ્યવસ્થા ઉભી થાય અને એ પંચાયતો અદાલતોના કાર્યમાં સહાય કરે. તેમ જ પ્રજાના અવાજને અવગણનારી રાજ્યપદ્ધતિ ચલાવવામાં સહકાર કરવાની આપણે ના પાડીએ છીએ તેથી પ્રજાના અવાજને માન આપનારી અને પ્રજાની સત્તાને સ્વીકારનારી રાજ્યપદ્ધતિ ચલાવવામાં પણ સહકાર કરવાની આપણે ના પાડીએ છીએ એમ નથી. જુલમગારની બક્ષિસ સ્વીકારવાની આપણે ના પાડીએ છીએ તેથી પ્રજાના ઇશ્વરદત્ત હક્કો સ્વીકારવાની આપણે ના પાડીએ છીએ એમ નથી. શાન્તિમય, નૈતિક દબાણથી પ્રજાના સ્વરાજ્યના હક્ક હાંસલ કરવા, અને એવા હક્ક ન મળે તો ધીરે ધીરે નોકરશાહીની રાજ્યવ્યવસ્થાનો બહિષ્કાર કરી એને બદલે પ્રજાનું આંતરિક સ્વરાજ્ય સ્થાપવું એ ઉદ્દેશથી સ્વાવલંબનની અને સત્યાગ્રહની યોજના થઇ છે. સરકારે આપેલા પ્રજાકીય હક્કો સ્વીકાર્યા એટલે પ્રજાએ સંપૂર્ણ સ્વરાજ્યનું પોતાનું ધ્યેય છોડી દેવું કે ભવિષ્યમાં પ્રજાકીય હક્કોપર સરકાર તરાપ મારે ત્યારે પ્રજાએ સત્યાગ્રહ ન આદરવો એમ નથી. એનો અર્થ તો માત્ર એ જ થાય છે કે સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાને માટે આ અપૂર્ણ સ્વરાજ્યનો ઉપયોગ કરવાનો પ્રજાએ વિચાર કર્યો છે. અમારા ધ્યેયથી અમને ચલિત કરે, કે અમને સાચા હક્ક મળ્યા છે એવી ભ્રમણામાં નાંખે એવા નજીવા, ભ્રમમૂલક સુધારા સ્વીકારવાની અમે ના પાડીએ છીએ, અને ત્યાં જ રાષ્ટ્રપક્ષવાદીઓને લાગવગવાળા વિનીતપક્ષવાદીઓથી છૂટા પડવું પડે છે.

બીજો પ્રશ્ન બહિષ્કારને વળગી રહેવાનો અને અમલમાં મૂકવાનો છે. બંગાળમાં કેટલાક એવા ભડવીરો છે કે જેઓ બહિષ્કારના નામથી ભડકે છે. પણ સામાન્ય પ્રજામત સંપૂર્ણરીતે તેની તરફેણમાં છે. બહિષ્કારને કેવી રીતે અમલમાં મૂકવો એ સવાલ પર વિચાર કરવાનો સમય હવે આવી લાગ્યો છે. સ્વદેશીના ઠરાવમાં

" બની શકે ત્યાં સુધી " ( as far as possible ) એ શબ્દો રાખવા પ્રત્યે રાષ્ટ્રપક્ષવાદીઓ પહેલેથી જ પોતાનો વાંધો પ્રદર્શિત કરતા આવ્યા છે અને તેને બદલે " ભોગ આપીને પણ " ( at a sacrifice ) એવા શબ્દો રાખવાની હિમાયત કરતા આવ્યા છે. કારણ કે પ્રથમ શબ્દોથી નબળા મનના અને ઢચુપચુ માણસોને છટકવાની ખાસી બારી મળી જાય છે. જે સ્વદેશી ચીજો મળી શકે તેવી છે અથવા તો જેના વિના આપણે ચલાવી શકીએ એવી મોજશોખની ચીજો છે એમાં તો સ્વદેશીધર્મ પાળવો જ જોઇએ. પણ જીંદગીની જરૂરીઆતની જે ચીજોને માટે પરદેશ પાસે ગયા વિના આપણો છૂટકો નથી એ ચીજો પરદેશથી મંગાવવાનો સ્વીકાર થવો જોઇએ. છતાં એવી ચીજોયે કયા દેશની લેવી અને કયા દેશની ન લેવી, એ બાબતમાં પ્રજાને ઉપદેશ આપવો જ જોઇએ. જરૂર આપણે એજ દેશની બનાવટની ચીજો ખરીદીશું જે દેશ આપણા દેશની મહત્વાકાંક્ષાઓ પ્રત્યે સહાનુભૂતિ રાખે છે. આપણે આ સવાલને બરાબર ન ઉપાડયો એથી જ આપણો રાજકીય બહિષ્કાર મંદો પડયો અને બંગાળના ભાગલા કાયમ રહ્યા. દુકાનદારો અને વેપારીઓ દેશી માલ તરીકે પરદેશી માલને જથાબંધ ખપાવવા લાગ્યા છે. બહિષ્કારની અને સ્વદેશીની ચળવળને જો પાછી ન પાડવી હોય તો આ સવાલ પણ આપણે હાથ ધરવો જોઇએ.

પણ એક મુશ્કેલી તો રહી જ જાય છે. આ સવાલોનો ફડચો થાય તે પછી આપણે કયાં મંડળો અને કયી સમિતિઓદ્વારા આપણું કામ આગળ ચલાવીશું ? મહાસભાની પુનર્રચના કરી એક કારોબારી સમિતિ સ્થાપવી એ રાષ્ટ્રપક્ષવાદીઓનો કાર્યક્રમ હતો. હાલ પણ એજ રસ્તે દેશમાં રચનાત્મક કાર્ય થઇ શકે તેમ છે. જો એકત્ર મહાસભા

ન જ થઇ શકતી હોય તો જૂદા જૂદા પ્રાન્તોએ પોતપોતાની જૂદી જૂદી સમિતિઓ સ્થાપી દેવી જોઇએ. કદાચ એ સમિતિઓમાંથી જ મહાસભાનો જન્મ થશે. નવયુવાનોની સભાઓ અને સમિતિઓ મારફત અમે બંગાળમાં ચોતરફ જાગૃતિ ફેલાવી. આજે એ સભાઓ અને સમિતિઓને સરકારે દાબી દીધી છે. આપણી જીલ્લાસમિતિઓ નવયુવાનોની મદદ વિના કામ ન કરી શકે. આથી સરકારના આ નિશાનથી બચવાને માટે આપણે કાંઈ નવો માર્ગ કાઢવો જોઇએ. નવયુવાનોની સભા કે સમિતિ ન રાખતાં નવયુવાનોની છૂટી છૂટી ટુકડીઓ રાખવામાં આવે અને એ ટુકડીઓ અંદર અંદર સમજીને પોતાનું કામ વહેંચી લે તો આપણે સભાઓ અને સમિતિઓની ખોટ પૂરી પાડી શકીએ. જે પ્રાન્તોમાં સંપ અને એકતા છે તે પ્રાન્તોના આગેવાનો માટે વિચાર કરવા મેં ઉપરની સૂચના રજૂ કરી છે.

મને દેખાઈ છે તે રીતે મેં સ્થિતિ રજૂ કરી છે. રાષ્ટ્રપક્ષ માટે નીચેનો કાર્યક્રમ હું સૂચનારૂપે રજૂ કરૂં છું:—

૧. કાયદાને ચૂસ્તપણે માન આપીને સ્વાવલંબન અને સત્યાગ્રહનો શાન્તિમય માર્ગ સ્વીકારવો.

૨. "સત્તા નહિ તો સહકાર નહિ" એ ન્યાયે જ સરકાર સાથે આપણો વહેવાર રાખવો.

૩. જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં વિનીતપક્ષ સાથે મળી કામ કરવું અને એકત્ર મહાસભાની પુનર્રચના કરવી.

૪. રાજ્યદ્વારી ક્ષેત્રમાં તેમ જ ઉદ્યોગહુન્નરના ક્ષેત્રમાં અસરકારક અને સફળ થાય એવી રીતે બહિષ્કારની ચળવળ ખીલવવી.

૫. આપણા અસલી કાર્યક્રમ મુજબ સમસ્ત દેશની ન બને તો પ્રાન્તવાર સમિતિઓ સ્થાપવી.

૬. પ્રજાના ચેતનનું અને સ્વાવલંબનનું કાર્ય કાર્યકર્તાઓ સફળતાથી કરી શકે અને કાયદાનું ઉલ્લંઘન ન થાય એવી સહકારની નીતિ અખત્યાર કરવી.



## ૨. મારા દેશબંધુઓ પ્રત્યે

(કર્મયોગી—૨૫ ડીસેંબર, ૧૯૦૯)

રાહ જોવાનો વખત વહી ગયો છે. બે બાબતો દીવા જેવી સ્પષ્ટ થઇ ગઇ છે. એક એ કે આપણા રાષ્ટ્રનું ભવિષ્ય આપણા પોતાના હાથમાં છે. બીજી એ કે એ ભવિષ્ય ઘડવામાં આપણા મોડરેટ ભાઇઓ પાસેથી હાર્દિક સહકારની આપણે આશા છોડી દેવી. આપણે જે કંઇ કરીએ તે આપણે જ હાથે કરીએ. આપણાં જ બળ અને હિંમત પર ભરોસો રાખી કરીએ. તો પછી રાહ કોની જુઓ છો? બહાદુર, એકટેકીલા, દેશપ્રેમી શૂરવીરની માફક નારાયણ-નિર્મિત કામે લાગી જાઓ, અને જેમ કામ ભારે છે તેમ કુરબાની પણ ભારે બતાવો, હિંમત પણ ભારે બતાવો. જેમને દપટશાહીની બીક લાગતી હોય તે કોરે ખસી જાઓ. ઍન્ગ્લોઇન્ડિયનોની ખુશામદ કરીને કે લીબરલ પક્ષના અંગ્રેજોનાં વખાણ કરીને જેમને કામમાંથી છટકવાની ઇચ્છા હોય, ભયમાંથી ઉગરવાની ધારણા હોય તે કોરે ખસી જાઓ. નજીવી ચીજોથી કે નમાલા પુરસ્કારોથી જેમને રીઝવાની ઇચ્છા હોય તે કોરે ખસી જાઓ. પણ જે જે સાચા રાષ્ટ્રજાયા છે તે તમામ આગળ આવો અને ધુંસરી ઉપાડો.

કાયદાની બ્હીક કાયદો તોડે તેને છે. આપણા હેતુઓ નિર્દોષ, નિષ્કલંક, ઉદ્દાત અને ગૌરવભર્યા છે. આપણી કામ કરવાની રીત જોરદાર, નિશ્ચયભરી છતાં શાન્તિમય છે. આપણે કાયદો તોડવો નથી અને તેથી કાયદાથી આપણે બ્હીવાનું નથી. પણ લાંચરૂશ્વતથી સડેલી પોલીસ, જૂઠું કરતાં જરાયે આઘુંપાછું ન જુએ એવા નિઃસંકોચ અમલદારો અને એકતરફી ન્યાયાધિકારીઓ અમારા વિચારોના ગૌરવભર્યા પ્રકાશનનો દુરૂપયોગ કરે, અને જૂઠા સાક્ષીઓ ઉભા કરીને, ગેરકાયદે હુકમો કાઢીને અને અન્યાયી ફેંસલાઓ આપીને અમારા લડાઈનીમોખરે ઉભેલા સુભટોને હેરાન કરે તો સ્વાતંત્ર્ય-મંદિરના શિખરે પહોંચતાં ચૂકવવું પડતું આ દાણ આપતાં અમે શું અચકાશું કે? અમે શું એનાથી ડરીને ગુપ્તસમિતિઓની ખીણોમાં ભરાઇ બેસશું કે બેઆબરૂ થઈ કામ કરતાં અટકીશું? કદિ નહિ. અમારે અમારી જાહેર સમતિઓ જોઇશે જ, અમારાં સ્વયંસેવક-મંડળો જોઇશે જ, અમારા પ્રચારકાર્યનાં સાધનો જોઇશે જ. અને જો સરકાર તે સમિતિઓ, સ્વયંસેવકમંડળો અને સાધનોને જહાંગીરી હુકમથી દબાવી દેશે તો પછી દોષ અમારે માથે રહેશે નહિ, અમે તો અમારૂં માતૃભૂમિ પ્રત્યેનું ઋણ અદા કર્યું હશે. જો સરકાર ગાંડી બની જાહેર, કાયદેસર હિલચાલને દબાવી દેશે અને દેશને ઉદાસીન અને મરણીઓ બનાવી ભયાનક ઉત્સાહભર્યા, અને કાંઇ પણ કરતાં આંચકો ન ખાય એવા બેપરવા મનુષ્યોના હાથમાં ધકેલી દેશે તો તેની જવાબદારી અમારે શિર નહિ પણ એ ગાંડી સરકારને શિર રહેશે. આવા બેપરવા અને ભયાનક મનુષ્યો હિન્દુસ્તાનની અંદર અને બહાર ખૂબ ઉભરાય છે. છતાં જ્યાં સુધી શાન્તિમય યુદ્ધને માટે એક પણ બારી ખુલ્લી રહેશે ત્યાં સુધી અમે શાન્તિનાં હથિયાર હેઠાં મૂકીશું નહિ. અમારી સ્થિતિ ચાહે તેટલી મુશ્કેલ અને કફોડી કાં ન બનાવવામાં આવે પણ તે ટ્રાન્સવાલના અમારા ભાઇઓના કરતાં તો બદતર નજ થઈ શકે. તો શું હિન્દુસ્તાનની યુનિવર્સિટીના ચુનંદા યુવાનો એ

કુલીઓ અને દુકાનદારોના હાથે હાર પામશે અને દેશની ઇજ્જતને ખાતર, કોમની આબરૂને ખાતર એ કુલીઓ અને દુકાનદારો જેટલી પણ જાનફિશાની નહિ બતાવી શકે?

આપણે શાને માટે મથીએ છીએ? હિન્દુસ્તાનના સંપૂર્ણ આત્મવિકાસ માટે અને એ આત્મવિકાસ માટેના જરૂરી સ્વાતંત્ર્ય માટે. દરમિયાન જે અપૂર્ણ આત્મવિકાસ અને અધૂરૂં સ્વરાજ્ય મળે તે મેળવવું, અને અંતિમ ધ્યેયે પહોંચવામાં તેનો ઉપયોગ કરવો. કાયદાથી સ્થાપિત સંસ્થાઓ દ્વારા કે આપણી પોતાની સંસ્થાઓ દ્વારા સ્વરાજ્યની ખીલવણી કરવી એ આપણો હેતુ છે. રાજકારભારપર અંકુશ મળ્યા વિના કાયદાથી સ્થાપિત સંસ્થાઓ દ્વારા સ્વરાજ્યની ખીલવણી અશક્ય છે. આથી અમારે લૉર્ડ મોરલીના તાડ જેવા લાંબા, અનીતિમાન સુધારા નથી જોઇતા, કારણ કે એમાં પ્રજામતના સિદ્ધાંતોને કોરે મૂકવામાં આવ્યા છે. અમારે તો એ પ્રજામતના સિદ્ધાંતોપર સ્થાપિત સુધારા જોઇએ છે, ન્યાત જાત કે રંગનો ભેદ રાખ્યા વિના દરેક ભણેલા માણસને મત આપવાનો અધિકાર જોઇએ છે, કોઇ પણ જાતના કાયદાકાનૂનના બાધ વિના મનપસંદ માણસને ચૂંટી કાઢવાનો હક્ક જોઇએ છે, કાયદા ઘડનારી મંડળી અને પ્રજાનાં નાણાં પર પ્રજાનો કાબૂ જોઇએ છે, કારભારી મંડળની જહાંગીરીને ખેંચી પકડવાની લગામ જોઇએ છે, અને રફતેરફતે રાજકારભારની સત્તા નોકરશાહીના હાથમાંથી સરી પ્રજાના હાથમાં આવેલી જોઇએ છે. જ્યાંસુધી અમારી આ માગણીઓ સંતોષાશે નહિ ત્યાંસુધી અમે આ સરકારની સાથે સહકાર કરવાની ના પાડીશું અને સત્યાગ્રહ કરીશું, અને એ રીતે કાયદાની હદમાં રહીને અમારૂં દબાણ સરકારપર લાવીશું. જેમ જેમ જરૂર લાગશે અને અમારી સામેનો વિરોધ વધતો જશે તેમ તેમ એ વિરોધના જોરને દબાવવાને સારૂ અમારૂં દબાણ પણ વધતું જશે.

ઘરમેળે અમારે મોટા, ગંભીર પ્રશ્નોનો ઉકેલ કરવો રહ્યો છે. પૈસાની મદદ અને નૈતિક જોર વિના રાષ્ટ્રીય શિક્ષણ કથળતું જાય છે. રાષ્ટ્રીય શિક્ષણના વિકાસ અને રચનાની આડે આવતાં વિઘ્નોને વિદારનાર તીક્ષ્ણ અને તેજ ભેજાંનો દુકાળ પડ્યો લાગે છે. ગ્રામપંચાયતની ચળવળ આરંભમાં ઠીક ઠીક ચાલી પણ જમાની નીતિને લીધે પાછળથી મંદ પડી ગઇ લાગે છે. સ્વદેશી–બહિષ્કારની ચળવળ પોતાના ધક્કાના જોરે હળવે હળવે ધપ્યે જાય છે, પણ પહેલાંની ચાલની ઝડપ અને પહેલાંના પ્રવાહની સહેતુક અસ્ખલિત ધારા હવે નથી દેખાતી. સામાજિક પ્રશ્નો પણ આપણી સામે ઘુરકી રહ્યા છે. તેની અવગણના હવે વધારે વાર થઇ શકે તેમ નથી. ગઈ આખી સદીમાં આપણે શિક્ષણના કાર્યને ખોરંભે નાંખ્યું. આથી આખા દેશના શિક્ષણ-પ્રચારનું કાર્ય હવે આપણે ઉપાડી લેવું જોઇએ. આપણા સામાજિક અને વેપારધંધાના ઝઘડાઓને અંદર અંદર ઘરમેળેજ પતાવવા જોઇએ, અને બ્રિટિશ સરકારની કોર્ટકચેરીઓના જીવલેણ ભથ્થા અને ફીમાંથી એમને ઉગારી લેવા જોઇએ. આર્થિક સ્વાવલંબન અને ઔદ્યોગિક સ્વાતંત્ર્યની ચળવળને આગળ ધકેલવા આપણે પાછો ફરીથી પ્રયત્ન કરવો જોઇએ.

આ હેતુઓ બર લાવવા માટે આપણે રાષ્ટ્રના વિરાટબળને એકત્રિત કરવું જોઇએ. રાષ્ટ્રનો બોજો આપણે શિર લદાયો છે. આ બેડો પાર ઉતારવાને જોઇતો આત્મત્યાગ, નૈતિક જુસ્સો અને શ્રદ્ધા આપણામાં જ છે. પહેલી જરૂર રાષ્ટ્રપક્ષને વ્યવસ્થિત કરવાની છે. રાષ્ટ્રપક્ષના કાર્યની શરૂઆત કરવા શાં પગલાં લેવાં તે વિષે વિચાર કરવા તે પક્ષના આગેવાનો થોડા સમયમાં એકઠા થનાર છે. દેશના જૂદા જૂદા શહેરોમાં વસતા રાષ્ટ્રપક્ષના અનુયાયીઓને આ કાર્ય ઉપાડી લેઈ આગેવાનોના કામમાં મદદ કરવા હું નિમંત્રણ કરૂં છું. રાષ્ટ્રપક્ષની એક કૌન્સિલ (મહાસમિતિ) સ્થાપી તેની સભા

આવતી સાલ માર્ચ કે એપ્રિલમાં બોલાવવાની જરૂર છે. સમસ્ત દેશમાં રાષ્ટ્રપક્ષની સમિતિઓ અને પેટાસમિતિઓ સ્થાપવાની પણ જરૂર છે. આપણે જ્યારે આ બધું કરી લેઇશું ત્યારે આપણે આપણો કાર્યક્રમ દેશની આગળ રજૂ કરી શકીશું અને હિન્દુસ્તાનના રાજકીય જીવનમાં આપણું સ્થાન પામીશું.



## પરિશિષ્ટ ક

# અરવિંદ ઘોષ



( સંત પૉલ રીશાર-૩ મે, ૧૯૧૯ )

અનેરી આવતી કાલને માટે તમારી જાતને તૈયાર કરો. એ અનેરો દિન તમારી અંદર જ તૈયાર કરો, કારણ કે મહાન ઘટનાઓનો, મહાન પુરૂષોનો એ દિન નજીક આવતો જાય છે. આવા પુરૂષોનો, આવા દૈવી પુરૂષોનો જન્મ એશિયામાં થઇ ચૂક્યો છે. એમની શોધમાં હું આખું જગત ઘૂમી વળ્યો. મને થયાં જ કરતું કે આવા પુરૂષો જગતમાં ક્યાંક હોવા જોઇએ, એ ન હોય તો જગતનો અંત આવે. કારણ કે એવા પુરૂષો જ જગતનું જીવન છે, તેજ છે, પ્રકાશ છે. એશિયામાં મને એવા પુરૂષોનો મુખી મળી ગયો છે, નેતા મળી ગયો છે, આવતી કાલનો મહાન પુરૂપ મળી ગયો છે.

એ જાતે હિન્દુ છે. એનું નામ અરવિન્દ ઘોષ છે. એનો જન્મ ૧૮૭૨ ના ઓગસ્ટની ૧૫ મી તારીખે કલકત્તામાં થએલો. હાલ એની ઉમ્મર ૪૭ વરસની છે. એ (૭ વરસનો) નાનો બાળક હતો

ત્યારથી જ એને વિલાયત ભણવા મોકલેલો. ૧૪ વરસ એ ત્યાં રહ્યો. ત્યાં રહી ત્યાંનું બધું ભણતર ભણ્યો, પણ એથી એને સંતોષ ન થયો. એણે પોતાના દેશની પ્રાચીન વિદ્યા પણ બરાબર શીખી લીધી.

એ ૨૦ વરસનો થયો એટલે પાછો પોતાને દેશ હિન્દુસ્તાન આવ્યો. વડોદરાનરેશ સયાજીરાવની એનાપર નજર ઠરી. એમણે એને પોતાના ખાસ માણસની જગ્યા આપી. ધીરે ધીરે એને રાજ્યની મોટી જગ્યા મળી ગઇ. ગમે તેવો માણસ આથી સંતોષ માની બેસી રહેત પણ એને સંતોષ થયો નહિ. એના દિલમાં તો અનેરી આશાઓ હતી. એના હૃદયમાં હિન્દમૈયાનો પ્રેમ કોતરાયો હતો. એથી એણે પણ લીધું: "મારી માતાની છાતીપર બોજો છે. એને છૂટી ન કરૂં ત્યાં સુધી આરામ હરામ છે." એણે વળી એથીયે આકરૂં પણ લીધું: "પ્રભુને બસ એકવાર નજરેનજર જોઉં ત્યારે રહું." આથી એણે એક દિન મહારાજાની કચેરી છોડી દીધી. બુદ્ધની માફક એણે આ દુનિયાના ભોગવિલાસ અને સુખસંપદ્નો ત્યાગ કર્યો. એ પોતાના કામે નીકળી પડ્યો.

વડોદરા છોડી એ કલકત્તે આવ્યો. કલકત્તામાં આવીને નવયુવાનોના આત્માઓને પરદેશી કાબૂમાંથી છોડવવાનું કામ હાથ લીધું. રાષ્ટ્રીય આચાર્ય બન્યો. બન્દેમાતરમ્ નામનું પત્ર હાથમાં લીધું અને ઉત્સાહથી ઉભરાતા યુવાનોને સંગઠિત કર્યા. એણે લખવા માંડ્યું અને બોલવા માંડ્યું. એનો બોલ આત્માના ઉંડાણમાંથી નીકળતો, ભૂત અને ભવિષ્યના ઉંડાણમાંથી નીકળતો. બંગાળ એનો બોલ સાંભળીને ઝબક્યું; ઝબકીને જાગી ઉઠ્યું. હિન્દ નવચેતનનો, રાષ્ટ્રીય નવજીવનનો પાયો ખોદાયો. ધીરે ધીરે એ નવચેતન પ્રાન્તે પ્રાન્તે પ્રસર્યું, એ નવજીવન આખા દેશમાં રેલાયું અને આજના અમોઘ ધસારાનો અને કાલના વિજયનો પાયો રોપાયો.

પછી એને જેલમાં નાંખ્યો. જેલ તો સંતપુરુષોની શાળા છે ને? હિન્દમૈયાનો ઉદ્ધાર કરવા નારાયણનો એ દૂત હતો. એ સિવાય બીજો કોઇ ગુન્હો એની સામે પૂરવાર થઈ શક્યો નહિ. એટલે વરસ પૂરું થયે એને જેલમાંથી છોડી મૂક્યો. પણ જેલમાં રહીને એને માલૂમ પડ્યું કે એનું માનવજંતર કામમાં નહિ લાગે, દૈવીજંતર જોઇશે. સાક્ષાત્ નારાયણ સ્વર્ગમાંથી ઉતરી એની સાથે વાતો કરવા લાગ્યા. પછી તો એ નારાયણ ભણી જ નજર ઠેરવતો. સર્વ સ્થળે, સર્વ જીવોમાં નારાયણનાં જ દર્શન કરતો. ન્યાયાસન આગળ એની તપાસ ચાલતી હતી ત્યાંયે એને ન્યાયાધીશ, જેલર કે કેદી કોઈ દેખાયું નહિ, નાના-મોટા સર્વમાં નારાયણ નજરે પડ્યા.

જેલમાંથી છૂટીને એણે લખવાનું ચાલુ રાખ્યું. કર્મયોગી નામનું એણે નવું પત્ર કાઢ્યું, અને લોકોને સંદેશો આપ્યો: "આત્માની મુક્તિ વિના દેહની મુક્તિ નથી." આટલું કહી એ એકાંતસ્થાનમાં ચાલ્યો ગયો. હિન્દુસ્તાનની દક્ષિણે આવેલું પૉન્ડીચેરીનું સ્થળ એને પસંદ પડ્યું. દસ વર્ષ પર મારો ને એનો પ્રભુપ્રતાપે અહીંઆ જ પહેલીવાર ભેટો થયો. તે વખતે તે યોગસમાધિમાં બેઠો હતો. પાંચ વરસ સુધી એની યોગસમાધિ ચાલુ રહી. પાંચ વરસ પછી જ્યારે હું એને ફરીથી મળ્યો ત્યારે એણે દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, દિવ્ય શક્તિ મેળવી હતી. એ જ્ઞાનથી આ દુનિયાની કે બીજી દુનિયાની કોઇ પણ ચીજ એનાથી હવે છૂપી રહી નથી. એ શક્તિથી પ્રયાસ વિના, વગર સંકોચે, વગર ઇચ્છાએ એનો આત્મા પ્રભુની ઇચ્છા જાણી શકે છે.

તે પછી તો બીજાં પાંચ વરસો વહી ગયાં છે. આ પાંચ વરસોમાં મારી વિનંતિ ધ્યાનમાં લઈ આર્ય નામના માસિકમાં મનુષ્યોને કર્ણે નથી પડ્યું એવા દૈવી જ્ઞાનનું એણે રહસ્ય સમજાવ્યું છે, અને ઉંડામાં ઉંડા તત્ત્વજ્ઞાનનો પરિચય કરાવ્યો છે. હાલ એ એના

એકાંતસ્થાનની નિર્જનતામાં હિન્દનો ઉદ્ધારક બન્યો છે. એ દિન પણ નજીક આવ્યો છે જ્યારે તે દિવસના ઝળહળતા પ્રકાશમાં અખીલ એશિયાનો ગુરૂ બનશે—જગદ્‌ગુરૂ બનશે. કારણ કે જગતના ઉદ્ધારક પયગમ્બરો એશિયામાં જ જન્મ્યા છે.

આજે જગતની આગળ પહેલી જ વાર હું એનું નામ બહાર પાડું છું. એ તો નિઃસંદેહ છે કે એનું નામ પહેલું તમારા (ટોકીઓના એશિયાટિક યુનિયનના વિદ્યાર્થીઓને) કર્ણે પડવું જોઇએ. હવેથી એનું નામ તમારૂં, તમારા યુનિયનનું એશિયાના નવયુવાનોનું, અખીલ એશિયાનું સ્મરણચિહ્ન હો, અમરચિહ્ન હો! કારણ કે એ નામ જ સ્વતંત્ર એશિયા, એકત્ર એશિયા, સંજીવન એશિયા છે. એશિયા! તારૂં સૌભાગ્ય અખંડ હો!



પરિશિષ્ટ ख

# અરવિંદના જીવનના મુખ્ય પ્રસંગો

૧૮૭૨ ઑગસ્ટની ૧૫ મી તારીખે કલકત્તામાં જન્મ થયો. પિતાનું નામ ડૉ. કૃષ્ણધન ઘોષ. માતામહનું નામ રાજનારાયણ બોસ–રાષ્ટ્રવાદના આદ્ય પિતા.

૧૮૭૭ દાર્જીલીંગની સેન્ટ પૉલ્સ સ્કુલમાં અભ્યાસ શરૂ કર્યો.

૧૮૭૯ આગળ અભ્યાસ કરવા પિતાએ વિલાયત મોકલ્યા. પહેલાં માનચેસ્ટરમાં કોઈ ખાનગી શાળામાં અભ્યાસ કર્યો.

૧૮૮૪ પછીથી લંડનની સેન્ટ પૉલ્સ સ્કુલમાં દાખલ થયા. ત્યાં લગભગ ૭ વરસ સુધી અભ્યાસ કર્યો.

૧૮૯૦ ઇન્ડિયન સિવિલ સર્વિસ (આઈ. સી. એસ.)ની પરીક્ષામાં બેઠા. પરીક્ષામાં ૧૦ મા નંબરે પાસ થયા, પણ ઘોડેસ્વારીમાં નપાસ થયા. ગ્રીક ભાષાના પેપરમાં પોતે પહેલે નંબરે આવ્યા. મિ. બીચક્રાફ્ટ બીજે નંબરે આવ્યા. પછીથી તેઓ

કેમ્બ્રીજની કિન્ગ્સ કોલેજમાં દાખલ થયા. તે દરમિયાન પિતાનો દેહાંત થયો એટલે પોતાને મળતી સ્કોલરશીપ પર જ ગુજારો કરવો પડ્યો.

૧૮૯૨ બી. એ. ની પરીક્ષામાં બેઠા. ખાસ વિષય તરીકે ગ્રીક, લેટીન વગેરે પ્રાચીન ભાષાઓ પસંદ કરી. પહેલા વર્ગમાં પાસ થયા. મહારાજા સયાજીરાવ સાથે મેળાપ થયો. એમણે એમને પોતાના ખાસ માણસની જગ્યા આપી.

૧૮૯૬ વિલાયતથી વડોદરે આવ્યા, અને મહારાજાની હજુરમાં નોકરી કરવા લાગ્યા. ત્યાંથી દિવાની ખાતામાં એમની બદલી થઈ અને પછીથી બરોડાકોલેજના ભાષા અને ઇતિહાસના પ્રોફેસર નીમાયા. એમની અસાધારણ પ્રતિભા જોઈ પાછળથી એમને રૂ. ૭૫૦) ના માસિક પગારથી વાઇસ-પ્રિન્સિપાલની જગ્યા આપી. ૧૮૯૪માં ઇન્દુપ્રકાશમાં મહાસભાની નીતિપર ટીકા કરનારા લેખો લખ્યા. આવી રીતે વડોદરા રાજ્યમાં એમણે ૧૨ વરસ વ્યતીત કર્યાં.

૧૯૦૫ બંગભંગનું બિલ ધારાસભામાં રજૂ થયું. અરવિન્દ વડોદરા છોડી બંગાળા આવ્યા, ઓગસ્ટની ૫ મી તારીખે બંગાળીઓએ બ્રિટિશ માલના બહિષ્કારનો ઠરાવ પસાર કર્યો. સરકારે વિદ્યાર્થીઓને જાહેર સભાઓમાં ભાષણ સાંભળવા જવાનો અને "બન્દે માતરમ્!" બોલવાનો નિષેધ કર્યો. અકટોબરની ૧૬ મી તારીખે બંગભંગનું બિલ ધારાસભામાંથી પસાર થયું અને એ કાયદો થયો. પોલિસે જાહેર સભાઓ જોરજુલમથી વિખેરવા માંડી, અને લાઠીઓ અને દંડુકાનો છૂટથી ઉપયોગ થયો. ૧૭ મી નવેમ્બરે નેશનલ કાઉન્સિલ ઓફ એજ્યુકેશનની બંગાળામાં સ્થાપના થઈ. ડીસેમ્બર મહિનાની આખરે કાશીમાં શ્રી ગોપાળ

કૃષ્ણ ગોખલેના પ્રમુખપણા નીચે મહાસભાની બેઠક થઇ, અને એ સભાએ બંગાળીઓના બહિષ્કારને ટેકો આપ્યો.

૧૯૦૬ માર્ચ મહિનામાં બારિસાલમાં બંગાળ પ્રાન્તિક પરિષદ્‌ની બેઠક મળી. ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ મિ. ઇમર્સને લાઠી અને દંડુકાથી પરિષદ્‌ને વિખેરી નાંખી, અને બાબુ સુરેન્દ્રનાથ બેનરજીનું અપમાન કર્યું. છેવટે તેમના જ પર કેસ ચલાવી કોર્ટનું અપમાન કરવા બદલ ૨૦૦) રૂપિયા દંડ કર્યો. અરવિન્દ આ પરિષદ્‌માં હાજર હતા. એમણે વડોદરા આવી જાહેરસભા ભરી, પરિષદ્‌ની વિતકવાર્તા કહી સંભળાવી. જુલાઇમાં તેમણે વડોદરા રાજ્યની નોકરીનું રાજીનામું આપી રૂા. ૧૫૦) ના માસિક પગારથી કલકત્તામાં સ્થાપેલા રાષ્ટ્રીય મહાવિદ્યાલયનું આચાર્યપદ સ્વીકાર્યું. પણ એ મહાવિદ્યાલયને પૈસા આપનાર લોકો સરકારથી ડરતા હતા, એટલે જે અભિલાષથી અરવિન્દે પોતાની નોકરી છોડી એ અભિલાષ સિદ્ધ થાય એમ ન લાગ્યું. આથી એમણે બાબુ બિપીનચંદ્ર પાલે શરૂ કરેલા ‘ બન્દેમાતરમ્ ’ પત્રમાં લખવાનું કામ હાથ ધર્યું. ધીરે ધીરે ‘ બન્દેમાતરમ્ ’ પત્રના શેર કાઢ્યા, અને લીમીટેડ કંપની ઉભી કરી; અને અરવિન્દ બાબુ શ્યામસુન્દર ચક્રવર્ત્તી વગેરેની સહાયથી એ પત્રના અધિપતિ થયા. ડીસેમ્બર માસની આખરે દેશભક્ત દાદાભાઈ નવરોજજીના પ્રમુખપણા નીચે કલકત્તામાં મહાસભાની બેઠક થઇ, અને લો. મા. ટિળક, અરવિન્દ બાબુ વગેરેની તનતોડ મહેનતથી રાષ્ટ્રીય શિક્ષણ, બહિષ્કાર, સ્વદેશી વગેરે ઠરાવો પસાર થયા.

૧૯૦૭ અરવિન્દ બાબુ પર ‘ બન્દેમાતરમ્ ’ પત્રમાં આવેલા લેખો માટે ફીતૂરના આરોપસર પોલિસ કોર્ટમાં કામ ચાલ્યું. બાબુ બિપીન-

ચંદ્ર પાલે કોરટમાં જુબાની આપવાની ના પાડી, આથી એમને છ માસની જેલ મળી. છેવટે આરોપ પૂરવાર નહિ થવાથી અરવિન્દ બાબુ છૂટી ગયા. નવેમ્બર માસમાં મીદનાપુર જીલ્લા પરિષદ્ મળી. તેમાં બંગાળના રાષ્ટ્રપક્ષવાદીઓ અને વિનીત-પક્ષવાદીઓ વચ્ચે ચકમક ઝરી. અરવિન્દ બાબુ બંગાળના રાષ્ટ્રપક્ષના નેતા બન્યા અને ડીસેમ્બર માસમાં સુરતની કોન્ગ્રેસમાં ભાગ લેવા સુરત આવ્યા. સુરત કોન્ગ્રેસના પ્રમુખ તરીકે ડૉક્ટર રાશબહારી ઘોષને વિનીતપક્ષ તરફથી પસંદ કરવામાં આવ્યા હતા. પ્રમુખે પોતાના ભાષણમાં રાષ્ટ્રપક્ષને ખૂબ ગાળો દીધી હતી. અરવિન્દ બાબુ લો. મા. ટિળક અને મોતીબાબુને લેઇને કોન્ગ્રેસના આગલે દિવસે, તા. ૨૬ મીએ, બાબુ સુરેન્દ્રનાથ બેનરજીના તંબુમાં ગયા અને તેમને સમજાવ્યા કે પ્રમુખના ભાષણમાંથી રાષ્ટ્રપક્ષને ઉતારી પાડનારો ભાગ કાઢી નાંખો, અને કલકત્તાવાળા રાષ્ટ્રીય શિક્ષણ, સ્વદેશી અને બહિષ્કારવાળા ઠરાવો પસાર કરવાનું વચન આપો; નહિ તો અમે પ્રમુખની દરખાસ્તની સામે થઇશું. સુરેન્દ્ર બાબુએ ન માન્યું અને બીજે દિવસે લો મા. ટિળક પ્રમુખની દરખાસ્તની સામે થવા વ્યાખ્યાનપીઠ પર ઉભા થયા. વિનીતપક્ષવાળાઓએ એમને બેસી જવાની બૂમો મારી પણ લો. મા. ટિળકે બેસી જવાને બદલે પોતાનું ભાષણ શરૂ કર્યું. આથી ઘોંઘાટ વધી ગયો, કોઈ બદમાશે સર ફીરોઝશાહ મહેતાપર દક્ષિણી જોડો ફેંક્યો, આથી બન્ને પક્ષ વચ્ચે મારામારી શરૂ થઇ, ખુરસીઓ ઉછળી અને છેવટે પોલીસે આવી મહાસભાને વિખેરી નાંખી. બીજે દિવસે તા. ૨૮ મીએ અરવિન્દ બાબુના પ્રમુખપણા નીચે રાષ્ટ્રપક્ષવાદી-ઓએ પોતાની સભા ભરી અને લો. મા. ટિળકે પોતાનો પક્ષ સમજાવ્યો.

૧૯૦૮ સુરતથી નીકળ્યા બાદ અરવિન્દ બાબુએ પુના, મુંબાઇ, નાશિક, નાગપૂર વગેરે સ્થળોમાં રાષ્ટ્રીય શિક્ષણ, સાંપ્રત પરિસ્થિતિ, ભવિષ્યનું કાર્ય વગેરે વિષયોપર વ્યાખ્યાનો આપ્યાં અને તે પછી કલકત્તા આવ્યા. એપ્રિલની ૩૦ મી તારીખે મુઝફરપુરમાં બોમ્બગોળો પડયો અને બે મડમોનાં ખૂન થયાં. મેની ૨ જી તારીખે અરવિન્દ બાબુને ઘેર જડતી આવી, એમની બેન સરોજિનીની છાતીપર પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ ક્રેગને બન્દુક તાકી, અને અરવિન્દ બાબુને હાથકડી કરી લાલબજારની ચોકીપર લેઇ ગયા. કલકત્તાના પોલિસ માજીસ્ટ્રેટ મિ. થોર્નહીલ આગળ તેમને પાછળથી ખડા કરવામાં આવ્યા, અને મેની ૧૮ મી તારીખે અલીપુરના જોડીઆ ન્યાયાધીશ મિ. બર્લે આગળ તેમનું અને બીજા ૩૯ આરોપીઓનું કામ ચાલ્યું. કામ ચાલતું હતું તે દરમિયાન નરેન્દ્ર ગુંસાઇ નામનો એક આરોપી પોલીસનો સાક્ષી બન્યો. આથી ક્ષયરોગથી પીડાતા સત્યેન્દ્ર બોસ નામના આરોપીએ તેને જણાવ્યું કે "મારે પણ તારી સાથે સાક્ષી બનવું છે." દરમિયાન માંદગીનું બહાનું બતાવી કનૈયાલાલદત્ત જેલની ઇસ્પિતાલમાં દાખલ થઇ ગયો. વાત કરતાં કરતાં નરેન્દ્ર ગુંસાઇપર સત્યેન્દ્રે ગોળી છોડી, પણ બ્હાર ખાલી ગયો. ગુંસાઇ બહાર દોડયો. ત્યાં કનૈયાલાલ પૂંઠે પડયો. એક સાર્જન્ટે કનૈયાલાલને પકડી લીધો, પણ એના હાથમાં ગોળી મારી કનૈયાલાલ છૂટી ગયો. છેવટે ઇસ્પિતાલના કમ્પાઉન્ડની અંદર દોડતા ગુંસાઇ પર એણે છનાછન ગોળીઓ છોડી, અને કમ્પાઉન્ડની બહાર નીકળતાં નીકળતાંમાં ગુંસાઇ પટકાઇ પડયો. ગોળીઓ ખૂટી ગઈ એટલે રીવોલ્વરનો બ્હાર સાંભળી આગળ પાછળ ભરાઇ ગયેલા જેલના અધિકારીઓ બહાર નીકળ્યા, અને કનૈયલાલ અને સત્યેન્દ્રને હિંમતભેર પકડી લીધા. બન્નેને ફાંસીની સજા થઈ. ૨૨ મી ઓગસ્ટે મિ. બર્લે

આગળથી કામ છૂટીને મિ. બીચક્રાફ્ટ આગળ ૨૩ મી અકટોબરથી સેશનમાં કામ ચાલવા માંડયું.

૧૯૦૯ ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે સરકારી વકીલ બાબુ અસુતોષ બિશ્વાસનું ખૂન થયું. અસંખ્ય સાક્ષીઓની જુબાનીઓ લેવાયા બાદ સરકારી પ્રોસીક્યુટર મિ. અર્ડલી નોર્ટને ૧૬ દિવસ ભાષણ કર્યું અને અરવિન્દ બાબુના ખુદાને ખાતર કામ કરનાર બારિસ્ટર બાબુ ચિત્તરંજન દાસે ૮ દિવસ ભાષણ કર્યું. એપ્રિલની ૧૩ મી તારીખે એસેસરોએ અરવિન્દને નિર્દોષ જાહેર કર્યા. મે ની ૬ ઠ્ઠી તારીખે ગ્રીકની પરીક્ષામાં અરવિન્દથી બીજે નંબરે આવનાર માજીસ્ટ્રેટ મિ. બીચક્રાફ્ટે પોતાનું જજમેંટ આપ્યું, અને એસેસરો સાથે પોતાનો સહમત જાહેર કરી અરવિન્દને છોડી મુક્યા. ૩૦ મી મેએ અરવિન્દે કલકત્તા પાસે આવેલા ઉત્તરપાડામાં પોતાનો ‘આશ્રમનિવાસ’ નો અનુભવ કહી સંભળાવ્યો, અને જુન મહિનામાં અંગ્રેજીમાં કર્મયોગી અને બંગાળામાં ધર્મ નામનાં સાપ્તાહિક પત્રોનો લેખનભાર હાથમાં લીધો. ૨૫ મી ડીસેમ્બરના કર્મયોગીમાં છપાએલા “મારા દેશબંધુઓ પ્રત્યે” વાળા લેખ પર સરકારનું ધ્યાન ખેંચાયું અને એ લેખ માટે અરવિન્દપર કામ ચલાવવું કે નહિ, એ માટે સરકારી ધારાશાસ્ત્રીનો મત પૂછ્યો.

૧૯૧૦ માર્ચ મહિનામાં અરવિન્દ બાબુ પર વારંટ નીકળ્યું. અરવિન્દ બાબુને લાગ્યું કે પાછા જેલમાં પૂરાવાથી દેશનો ઉદ્ધાર નહિ થાય, એને માટે દૈવી શક્તિની જરૂર છે. આથી પોતાના અંતરનો નાદ સાંભળી તેઓ ફ્રેન્ચ સંસ્થાનમાં પોંડેચેરી નાસી ગયા, અને ત્યાં જેલમાં અધૂરી રહેલી યોગસાધનાની

પૂર્ણાહુતિમાં કાળક્ષેપ કરવા લાગ્યા. પાંચ વરસ સુધી એમણે યોગસાધના કરી. પછીથી સંત પોલરિશારની વિનંતિને વશ થઈ તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરતા 'આર્ય' નામના અંગ્રેજી માસિકનો ભાર ઉપાડવાનું પોતે કબૂલ કર્યું.

૧૯૧૬ 'આર્ય' અંગ્રેજી અને ફ્રેન્ચ બન્ને ભાષામાં પ્રગટ થવા માંડયું, અને હિન્દુધર્મના ઉંડા તત્ત્વજ્ઞાનના ભેદનો સ્ફોટ થવા માંડયો. આ સમય દરમ્યાન પોતાના જાતિ અનુભવથી તત્ત્વજ્ઞાનની જટિલમાં જટિલ સમસ્યાઓનો ઉકેલ કરવામાં, જ્ઞાનના ઉંડાંમાં ઉંડાં જળમાં ડૂબકી મારી પરમ આનંદ અનુભવવામાં અને વિશ્વની લીલાનું આંતરરહસ્ય સમજવામાં એમને ઘણી સહાય મળી.

૧૯૨૧ બાકીનું એક વરસ પૂર્ણ સિદ્ધિ મેળવવા માટે યોગસાધનામાં ગાળવાનું હોવાથી એમણે આ સાલમાં આર્ય માસિક બંધ કર્યું, અને હાલ તેઓ એ સિદ્ધિ મેળવવા માટે પૉંડીચેરીમાં યોગસાધના કરી રહ્યા છે. એમના વ્રતની અવધ પુરી થશે એટલે તેઓ બહાર નીકળશે, અને જગતને પોતાનો સંદેશ સંભળાવશે. પ્રભુ સર્વેનાં હૃદય નિર્મળ બનાવો કે એમનો સંદેશ ઝીલી શકે!



# અમારા તરફથી મળતાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | રાષ્ટ્રીયગીત, (બંગાળી, હિંદી, હિન્દુસ્તાની, મરાઠી અને ગુજરાતી ગીતોનો સંગ્રહ) (બીજી આવૃત્તિ) સંગ્રહકર્ત્તા– ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. | ૦—૧૦—૦ |
| ૨ | આટલું તો જાણજો (બીજી આવૃત્તિ) | ૦—૬—૦ |
| ૩ | લાલા લાભસિંગ | ૦—૩—૦ |
| ૪ | ગુલામ જીલાની | ૦—૨—૦ |
| ૫ | કાયદા સામે થવાની ફરજ | ૦—૧—૦ |
| ૬ | મુક્તધારા | ૦—૬—૦ |
| ૭ | ની લડત (આશરે ૬૦૦ પૃષ્ટ) | ૧—૮—૦ |
| ૮ | આશ્રમ ભજનાવલિ-(નવજીવન મંદિર) | ૦-૧૨—૦ |
| ૯ | પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા-(ગૂ. વિદ્યાપીઠ) | ૨—૦—૦ |
| ૧૦ | અરજુનવાણી | ૦-૧૨—૦ |

આ ઉપરાંત નવજીવન પ્રકાશન મંદિર, ગાંડિવ સાહિત્ય મંદિર, ગૂજરાત પુરાતત્વ મંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી તથા ગૂજરાત વિદ્યાપીઠનાં પુસ્તકો પણ અમારી પાસેથી મળી શકશે.

એક રૂપીઆ કરતાં ઓછી રકમનાં પુસ્તકો મંગાવનારે કિંમત જેટલી ટીકીટો ટપાલ ખર્ચ સાથે મોકલવા કૃપા કરવી.

પ્રકાશકઃ—ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, ભદ્ર પાસે–અમદાવાદ.

# યુગધર્મ.



ધાર્મિક, રાજકીય, સામાજિક, ઐાૈગિક વગેરે વિષયો ચર્ચતું કલકત્તાના મોડર્ન રીવ્યુની ઢબપર ક્રાઉન સાઇઝનાં ૧૦૦ થી ૧૨૫ પાનાનું નવું માસિક

તંત્રીઃ—ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

| | |
|---|---|
| વાર્ષિક લવાજમ | રૂા. ૬—૦—૦ |
| છૂટક નકલ | રૂા. ૦–૧૦—૦ |

ગ્રાહક થવા ઇચ્છનારે નીચેના સિરનામે લખી જણાવવું.

યુગધર્મ કાર્યાલય,
ભદ્ર પાસે,
અમદાવાદ.



વ્યવસ્થાપક,
યુગધર્મ.

